જગતમાં અત્યારે તેમના વિદ્યમાનપણામાંજ થઇ ગઇ છે. ગાંધીજીએ જે રાયચંદ ભાઇના સંબંધમાં લખ્યું છે, કહ્યું છે તે ટૂંકાવી આ ગ્રંથમાં મૂકયું છે. મારો પોતાનો એક પણ શબ્દ જ્યારે બીજાના સંબંધમાં બનતાં સુધી નથી લખ્યો ત્યારે રાયચંદભાઇ સંબંધી તો ખાસ બિલકુલ નથી લખ્યો. આથી બંનેનાં ચિત્રો એકની પાછળ બીજું એમ મૂકેલાં છે.

**૫૬ રાય બદ્રીદાસે કરાવેલ જૈનમંદિર, કલકત્તા. પૃ.૭૩૦**

—કાલાનુક્રમે છેલ્લામાં છેલ્લું સં. ૧૯૦૩માં પૂરૂં થયેલ અમદાવાદનું પ્રસિદ્ધ હઠીસિંહનું મંદિર છે કે જેનું ચિત્ર તથા તેનો પરિચય આમાં કરાવેલ છે. ત્યારપછી થયેલાં નવાં મંદિરોમાં કલકત્તાનું રાય બદ્રીદાસ મુકીમે કરાવેલું મંદિર સુપ્રસિદ્ધ છે કે જે કલકત્તામાં એક જોવાલાયક ચીજ ગણાય છે. આ રાય બદ્રીદાસ શ્રી જૈન શ્વે. કોન્ફરન્સ (પારા ૧૦૫૮)ની બીજી મુંબઇની સ્મરણીય બેઠકના પ્રમુખ હતા.

**૫૭ 'જૈન'ના આદ્યતંત્રી સ્વ૦ ભગુભાઈ ફતેચંદ કારભારી પૃ. ૭૩૧**

—સદ્‌ગત ભગુભાઇના સાક્ષાત્ પરિચયમાં હું આવેલ છું, ને તેમની અનેક હકીકતોની મને માહિતી છે તે અત્રે મૂકી શકાઈ નથી. સ્થાનાભાવે જાહેર સેવા માટે તેમણે જે ભોગ આપ્યો ને 'જૈન' નામનું પ્રથમ અઠવાડિક પત્ર કાઢી એક મોટું વિચારવાહન પૂરૂં પાડવામાં પહેલ કરી તેનું માત્ર દિગ્દર્શન પારા ૧૦૫૭ માં કરાવ્યું છે. તેમનું ખરૂં અને વિસ્તૃત જીવનચરિત્ર લખાવાની જરૂર છે.

**૫૮ ગિરનારપરનાં જૈન મંદિરોનું વિહંગાવલોકન પૃ. ૮૦૦**

**૫૯ આબૂપરનાં જૈન મંદિરો-વિમલવસહિ વગેરેનું વિહંગાવલોકન. પૃ. ૮૦૧**

—શત્રુંજય, ગિરનાર અને આબુ એ શ્વેતામ્બર જૈનોનાં ગૂજરાતમાં પ્રસિદ્ધ મહાતીર્થોછે.શત્રુંજયપરનાં મુખ્ય આદિનાથ મંદિર અને

અન્ય જૈનમંદિરોનું વિહંગાવલોકન આપણે સપરિચય કરી ગયા છીએ. રા. પાઠક લખે છે કે ઘણેભાગે જૈનલોકો વેપારીજ હોય છે; ગૂજરાતમાં તેમની સંખ્યા ઘણી છે અને તેથી કરીને ગૂજરાતના સ્થાપત્યપર તેમની સ્થાપત્ય શૈલીની અસર બહુ થઇ છે. દક્ષિણ અને ઉત્તરના હિંદના ચાલતા સ્થાપત્યમાં તેઓએ કેટલોક સુધારો કર્યો છે અને પછી તો તેમના બહોળા ફેલાવાથી તે કાયમ થઇ ગૂજરાતમાં હિંદ મિશ્રિત પદ્ધતિ સ્થપાઇ. આબુપરનાં અને ગિરનારપરનાં તેમનાં દેવળોપર નજર કરીશું તો તે આપણને લાંબા અનુભવ પછીનાં અને નાના નાના અવયવોથી પૂર્ણ થયેલાં માલૂમ પડશે. આટલી કક્ષાએ પહોંચ્યા પછી તે પદ્ધતિ વધારે કોતરકામવાળી થઈ.

તેમનામાં દેવળ બાંધી મૂર્ત્તિ બેસાડવી એ એક બહુજ પુણ્ય કાર્ય ગણાય છે અને તેઓ તેને એક ફરજ સમજે છે. વળી દેવળ બાંધવાથી મોક્ષ મળે છે (તીર્થંકર ગોત્ર બંધાય છે) તેવી માન્યતાથી વ્યક્તિપરત્વે દેવળો થઇ તેઓ કદમાં નાનાં નાનાં પણ સમૂહમાં બંધાય છે અને દરેક વ્યક્તિ પોતાના બંધાવેલા દેવળને નાનું હોય છતાં કારીગીરીથી ભરપૂર કરી દેવા ઉત્સુક હોય છે. આથી તેનામાં જે ભવ્યતા–grandeur આવવી જોઇએ તે નથી આવતી. વળી આવો દેવળનો સમૂહ પર્વતોપર એકાંત જગાએ હોય છે, તે પરથી તેઓ એકાંત સ્થળ વધારે પસંદ કરતા હોવા જોઇએ. શત્રુંજય, ગિરનાર, તળાજા, આબુ પર્વત, તારંગા વગેરે સ્થળોએ તેઓએ એવી સારી જગા પસંદ કરી છે કે જ્યાં ચોમાસાનું પાણી ન ભરાય. એનાં બાંધકામ એવાં તો મજબૂત કર્યાં છે કે કુદરતની અડચણોની સામે તેઓ ઘણાં વર્ષોથી ટક્કર મારી રહ્યાં છે.'

જૈન દેહરાંની રચનામાં–પ્લાનમાં પદ્માસનસ્થ તીર્થંકરોની મૂર્ત્તિવાળું 'વિમાન' હોય છે, જેનાપર પિરામિડના આકારનું શિખર ચઢાવવામાં આવે છે, આગળના ભાગમાં થાંભલાવાળો મંડપ હોય છે અને તેના પર આડા થરોવાળો ઘુમટ ચઢાવાય છે. આ ઘુમટ

ચોરસપર અષ્ટકોણમાં મૂકાયેલા પહેલા થરપરથી ગોળાકારમાં થતાં થતાં મથાળે મધ્યમાં ભેગો થાય છે, જ્યાંથી એક લોલક કરી નાંખવામાં આવે છે. આ ઘુમટને ટેકવનારા થાંભલા ઉપરાંત ચોકઠી આકારના થાંભલા વધારાના મૂકીને મંડપ મોટો કરે છે. આટલું મુખ્ય દહેરૂં.

ક્યાંક ક્યાંક મુખ્ય દહેરાની આસપાસ નાની નાની દેહરીઓ (દેવકુલિકાઓ) હોય છે. આવાં દહેરાંઓ ગિરનાર અને આબૂપર છે. મંડપ પરના શિખરમાં માળ બનાવવામાં આવે છે-તે ત્રિકોણાકારમાં ઉભો થાય છે, બાજુઓ જરાક ગોળ હોય છે તેમાં પણ આડા થરો મૂકેલા છે. બહારની રેષા અંદરની રેષા સાથે સમાન્તરજ લેવામાં આવે છે. મંડપપરનાં ઘુમટો ભાગ્યેજ ૩૦ ફૂટથી વધારે વ્યાસના હોય છે. આ શિખરો અને ઘુમટો આડા થરોનાં હોઈ કોઈપણ જાતના આઘાત તેના પાયાની બહાર પડતા નથી તેથી તે ઘણાં વરસોલગી ટકી રહે તેવાં હોય છે.

મંડપના થાંભલાઓ ઘણા જુદી જુદી જાતના હોવા છતાં દરેક સારા આકારનાજ હોય છે. તેના પરનું શરૂ ચાર બાજુ ટેકાવાળું (bracketted) હોઈ ઉપર આવતા પાટડાનો ભાર સારી રીતે ઝીલી શકે તેવું હોય છે.

નકશીકામમાં જૈન દહેરાંઓ સૌથી ચઢે તેવાં છે. ભૌમિતિક આકારો, વેલ, પૂતળાં વગેરે આ પદ્ધતિમાં ઘણાં જોવામાં આવે છે. આપણામાં સ્વતંત્ર પૂતળાં-કામ ભાગ્યેજ જોવામાં આવે છે. મૂર્તિઓની પછવાડે કાંઇક ઓઠીંગણ-ટેકણ જેવું દરેકમાં જોવામાં આવે છે. અસલની મૂર્ત્તિઓમાં જે ગાંભીર્યભાવ આપણને પ્રતીત થાય છે તે હવેની પ્રતિમાપર નથી આવતો અને તેટલે અંશે હવેની તે કળા અધોગતિ પામેલી છે. વળી આ તીર્થંકરોને ઓળખવાને માટે ચિન્હો-લાંછનો પણ નિશ્ચિત કરેલાં છે. હાથી, ઘોડા, વરઘોડા વગેરે આ પદ્ધતિમાં ઘણું બનાવવામાં આવ્યું છે.

ઉપરની ખાસીયતો (peculiarities) જરા અપવાદરૂપ. પણ નવીનતાવાળાં શત્રુંજય પરનાં જૈન મંદિરો છે. ત્યાંનાં કેટલાંક દહેરાં (સન) ૧૧ મા સૈકા જેટલાં જૂનાં છે. ૧૪-૧૫ સૈકામાં મુસલમાનોના ઝપાટામાં જો આ ન આવ્યાં હોત તો આપણને તેમાં ઘણું જોવાનું મળી શકત, તોપણ ૧૬ મા સૈકાના છેલ્લા અડધમાં જૈન લોકોએ ત્યાંનાં કેટલાંક દહેરાંઓ ફરીવાર ચણાવ્યાં; ત્યારથી મંદિરો થવા લાગ્યાં તે ઠેઠ અત્યાર સુધી થયાં. તેમાં પણ ૭૦ વરસોમાં પુર જોસમાં બંધાયાં છે, પણ આ પછવાડે બંધાવેલાં માંથી મૂર્તિકામના કેટલાક અવયવો બહુ સારા નથી થયા (પાઠક-સુરત ગૂ. સા. પ. રીપોર્ટ)

ગિરનાર દરિયાની સપાટીથી લગભગ ત્રણહજાર ફૂટ ઉંચો છે ત્યાં જૈનોનાં દહેરાંમાં નેમિનાથજીની ટુંક પહેલાં આવે છે. તેના જીર્ણ શીર્ણ કાષ્ઠમય દહેરાંનો ઉદ્ધાર સજ્જનમંત્રીએ કર્યો સં. ૧૧૮૫ (પારા ૩૦૬). ત્યાં એક નષ્ઠ સંવતવાળો લેખ છે કે જે Antiquities of Kathiawar પૃ. ૧૫૯માં છપાયો છે. તે લેખ મેં યાત્રાએ જતાં મહેનત કરી ઉતારી લીધો છે. તેમાં જણાવ્યું છે કે—

> वंशेऽस्मिन् यदुनामकावरपते रभ्युग्रशौर्याबले
> रासीद्राजकुलं गुणौघविपुलं श्री यादवख्यातिमत् ॥
> अत्राभून्नृप मंडलीनतपदः श्री मंडलीकः क्रमात्
> प्रासादं गुरु हेमपत्रततिभि र्योचीकरन्नेमिनः ॥१॥

એટલે કે યદુવંશમાં મંડલીક નામનો રાજા થયો તેણે નેમિનાથનો પ્રાસાદ હેમના પતરાંઓથી બંધાવ્યો. (આ મંડલીક નવઘણનો પિતા થાય તે સોરઠી તવારીખ પ્રમાણે સં. ૧૨૭૦ માં અને અન્ય પ્રમાણે સં. ૧૩૧૬ માં ગાદીપર બેઠો) આ લેખમાં છેલ્લા માંડલિક રાજાનું વર્ણન છે ને શાણરાજનું વર્ણન છે કે જેણે વિમલનાથ પ્રાસાદ ગિરનારમાં સં. ૧૫૯૮ માં કરાવી રત્નસિંહસૂરિ પાસે પ્રતિષ્ઠિત કરાવ્યો (પારા ૭૧૯) તેથી તે સાલનો લેખ છે એમ સ્પષ્ટ થાય છે. આ શાણરાજના પૂર્વજ હરપતિશાહે સં. ૧૪૪૯માં

નેમિપ્રસાદનો ઉદ્ધાર કર્યો. (જૈ. ગૂ. કવિઓ ભાગ ૨, પૃ. ૭૩૯). હાલ તે મોટા ચોકમાં છે. આસપાસ લગભગ ૭૦ નાની દેરીઓ છે. આના મંડપની અંદર દિવાલમાં ત્રણ મૂર્ત્તિ એક સાથે મૂકેલી મેં જોઇ છે. નાની છે તે સં. ૧૨૭૫ માં બનાવેલી શ્રી કૃંજરાપદ્રીય (?) ગચ્છના શાંતિસૂરિની છે, બીજી બે મોટી મૂર્ત્તિ છે તે શ્રીહેમચંદ્રસૂરિની અને શ્રી કુમારપાલદેવની છે કે જે તરફ કોઇનું લક્ષ ગયું નથી. એક થાંભલાપર સં. ૧૧૧૩ ના જેઠ ૧૪ દિને નેમીશ્વરજિનાલય કરાવ્યું ને બીજા થાંભલાપર સં. ૧૧૩૫ માં પ્રતિષ્ઠા કરાવી, ને ત્રીજામાં સં. ૧૬૩૪ માં દેવાલય સમરાવ્યું એમ લેખ છે. સંગ્રામ સોનીની ટુંક અને વસ્તુપાલ તેજપાલની ટુંક સંબંધી જુદાં ચિત્રો છે ને તેમનો પરિચય અલગ કરાવ્યો છે. તદુપરાંત મેરકવશીની ટુંક, કુમારપાલની ટુંક અને સંપ્રતિરાજાની ટુંક છે. આ પૈકી ઘણી ટુંકો કેશવજી નાયકે સમરાવી. સં. ૧૯૩૨ નો તે બાબતનો લેખ છે (પારા ૯૯૨). ઉપર ચડતાં અંબાજીની ટુંક આવે છે.

આબૂપરના વિમલવસહિ, લૂણિગવસહિ આદિ મંદિરોપૈકી વિમલવસહીનું જૂદું ચિત્ર જે જૂદો પરિચય આપેલ છે. લૂણિગવસહિ તે વસ્તુપાલના ભાઈ તેજપાલે કરાવેલું મંદિર છે ને તે વિમલવસહિના ઉત્તરપૂર્વના ખૂણાપર આવેલું છે અને તે પશ્ચિમાભિમુખ છે, તેના પ્લાનની વ્યવસ્થા વિમલવસહિ જેવીજ છે પણ પૂર્વતરફ ઓશરીમાં દહેરીઓને બદલે સ્થાપનારના કુટુંબનો વરઘોડો બતાવ્યો છે અને આ ભાગ મુખ્ય મંદિરથી જુદો કરવા, વચ્ચે કોતરકામવાળી ભીંત છે. આ કોતરકામ નાના નાના ચોરસનું કરેલું છે. આખું મકાન ૧૫૫'x૯૨' વાળા લંબચોરસમાં હોઈ વિમલવસહિ કરતાં જરા મોટું છે. તેના મંડપના થાંભલાઓ વધારે ઉંચા છે અને તે આઠ જુદી જુદી જાતના છે, જ્યારે વિમલવસહિમાં એકી જાતના છે. મંડપ પરનાં ઘુમટ તેમજ ઉંચકવામાં આવ્યો છે, પણ તેનું અંદરનું નકશીકામ પહેલાના કરતાં ચઢીયાતું છે. ઘુમટના બીજા થરથી ૧૬ બેઠક પર ૧૬ વિદ્યાદેવીની જુદી જુદી સ્થિતિમાં પુતળીઓ કરી છે. આ ઘુમટની બરોબર મધ્યમાં ઉપરથી

એક લોલક કર્યું છે, જે બહુજ સરસ મણાય છે. તે બહુજ કોમળ છે. ગુલાબના મોટા ફુલને તેની દાંડલીથી ચત્તું પકડીએ ને જે આકાર થાય તે આકાર આનો છે. આ લોલકના પ્રમાણમાં ઇંગ્લાંડના ૭મા હેત્રીના વેસ્ટ મિનિસ્ટરમાંનાં લોલકો પ્રમાણ વિનાનાં અને ભારે લાગે છે. આ લોલકની સુંદરતા અને સુકુમારતાનો ખ્યાલ માત્ર નજરે જોયાથીજ આવે. (પારા પ૨૬).

---

**નિવેદનની પૂર્તિ**—પારા ૪૨ પૃ. ૪૭–૮ માં

શ્રી જિનવિજય તરફથી ખાસ અપેક્ષિત વસ્તુ-ગૂજરાતના ઇતિહાસનું ઘડતર હજુ બાકી છે-દૂર છે, તે સત્વર વિનાવિલંબે તેમની પાસેથી પ્રાપ્ત થાઓ એ હૃદયેચ્છા વ્યક્ત કર્યા પછી હવે જણાવતાં આનંદ થાય છે કે તેમણે તે ઇતિહાસના પ્રથમ માર્ગદર્શક સ્તંભ રૂપ 'ગૂજરાતની પ્રાચીન સંસ્કૃતિ' એ વિષય પર મુંબઈ યુનિવર્સિટીની શ્રી વસનજી વ્યાખ્યાનમાળામાં ૨૮ મી જૂનથી ત્રીજી જુલાઈ ૩૩ મા પાંચ વ્યાખ્યાનોઃ—૧ પ્રાચીન ગૂજરાતની ભૌગોલિક પરિસીમા સંબંધી ઊહાપોહ, ૨ પ્રાચીન ગૂજરાતના (રાજકીય) ઇતિહાસનું સિંહાવલોકન, ૩ પ્રાચીન ગૂજરાતનું ધાર્મિક અને સાંપ્રદાયિક જીવન, ૪ ગૂજરાતનું સામાજિક અને પ્રજાકીય જીવન, ૫ ગૂજરાતની સાર્વજનિક સંસ્કૃતિ–નીતિ, રીતિ, કળા, વિજ્ઞાન આદિ–એ મથાળાનાં આપ્યાં હતાં–તેમાં ગૂજરાતની સંસ્કૃતિના ત્રણ યુગો પાડયા હતા– ૧ અમદાવાદ પર અંગ્રેજી સલતનતના ઝુંડો ફરકયો ત્યારથી અર્વાચીન યુગ. ૨ તે પૂર્વનો ઇસલામી સત્તાનો એટલે અણહિલ્લપુરની ક્ષત્રિય રાજસત્તાનો છત્રભંગ થયો ત્યારથી મધ્યયુગ, અને ૩ તે પહેલાંનો એટલે સ્થૂલરૂપે ગુપ્ત સામ્રાજ્યના અંતકાળથી વિ. સં. ૫૫૦ થી ૧૩૫૦ સુધીનો પ્રાચીન યુગ. આ પ્રાચીન યુગ હિંદ માટે મધ્ય યુગ મણાય, પણ ગૂજરાત માટે પ્રાચીન યુગ છે કારણ કે તે પહેલાં ગૂજરાતનું ગૂજરાત તરીકે અસ્તિત્વજ ન હતું. આ વ્યાખ્યાનો પ્રકટ થનાર છે તેથી ઘણો પ્રકાશ પડશે. આ પ્રયત્ન માટે શ્રી જિનવિજયને ધન્યવાદ ઘટે છે. (જુઓ જૈનયુગ પાક્ષિક જુલાઈ ૩૩ નો અંક.)

૭–૯–૩૩. મો. દ. દેશાઈ.

# વિષયાનુક્રમ.

પૃષ્ઠ

નિવેદન ૫–૬૧
પ્રસ્તાવના (પ્રોફેસર કેશવલાલ હિંમતરામ કામદાર) ૬૨–૮૦
સાંકેતિક અક્ષરોની સમજ ૮૧–૮૪
ચિત્ર–પરિચય ૮૫–૧૪૬
વિષયાનુક્રમ ૧૪૭
૮ વિભાગ–૫૬ પ્રકરણોનો અનુક્રમ. ૧–૮૩૨

વિભાગ પહેલો શ્રી મહાવીર અને આગમસાહિત્ય

પારા ૧–૧૪૦ ૩–૯૦

પ્રકરણ ૧ લું જૈનધર્મનો ઉદય અને તેનું સ્થાન

પારા ૧ ભારતના આર્ય ધર્મની ત્રણ શાખાઓ–વૈદિક જૈન અને બૌદ્ધ ૨ ચોવીસ તીર્થંકરો ૩ પાર્શ્વનાથ ઐ. વ્યક્તિ ૪ પાર્શ્વનાથનો ચાતુર્યામ ધર્મ, મહાવીરનો પંચશિક્ષા ધર્મ. ૬–૭ શ્રીમહાવીર અને બુદ્ધ સમકાલિન, તેમની તુલના ૮ શ્રી મહાવીરનો ઉપદેશ ૯ શ્રી મહાવીર ૧૦ તેમના અનુયાયી રાજાઓ ૧૧ શ્રી મહાવીરના ઉપદેશની અસર ૧૨–૧૪ જૈન ધર્મનો અન્યધર્મોપર પ્રભાવ ૧–૧૬

પ્રકરણ ૨ જું આગમકાલ

૧૫ તપસ્વી ને દર્શનકાર શ્રી મહાવીર, ૧૬ તેમના સમયની ભાષા, ૧૭ ગણધરો ૧૮–૨૦ તેમણે ગુંથેલાં ૧૨ અંગો–આચાર, સૂત્રકૃત, સ્થાન, સમવાય, વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ, જ્ઞાતધર્મ, ઉપાસક, અંતકૃદ, અનુત્તરોપાતિક, પ્રશ્નવ્યાકરણ, વિપાક, દૃષ્ટિવાદ. ૨૧ દૃષ્ટિવાદના પાંચ ભાગ–પરિકર્મ, સૂત્ર, પૂર્વ, અનુયોગ ને ચૂલિકા. ૨૨ અંગોની ભાષા ૨૩–૨૫

શ્રી મહાવીર નિર્વાણ પછીના પટ્ટધરો અને પ્રકરણો, ધર્મદાસ કૃત ઉપદેશમાલા, શય્યંભવ કૃત દશવૈકાલિક ૧૭-૩૨

**પ્રકરણ ૩ જું આગમકાલ (ચાલુ)**

૨૬ આર્ય ભદ્રબાહુ-તેમની નિર્યુક્તિઓ ૨૭ પ્રાભૃતો ૨૮-૩૦ મગધસંઘ (પાટલિપુત્ર-પરિષદ્) ૩૧ માથુરીવાચના (મથુરા પરિષદ્) ૩૨ વલભી વાચના (વલભીપુર પરિષદ્.) ૩૩-૩૮

**પ્રકરણ ૪ થું શ્રુતસાહિત્ય.**

૩૩ દેવવાચકનું નંદીસૂત્ર-તેમાં ઉલ્લેખિત શ્રુત અંગો, આવશ્યક, ૩૪ ઉત્કાલિક શ્રુત લગભગ બત્રીશ, ૩૫-૩૬ કાલિક શ્રુત લગભગ બત્રીશ. ૩૭-૩૮ ઉપસંહાર, શ્રુતની સ્થિતિ. પંચાગી. શ્વે૦ મૂર્તિપૂજકોને માન્ય ૪૫ આગમ તે. સર્વ વીરાત્ ૯૮૦ ની વલભી.વાચનાને અનુસરે છે. ૩૯-૪૫

**પ્રકરણ ૫ મું ઉપલબ્ધ શ્રુત-સાહિત્યઃ ૧૧ અંગો**

૧૧ અંગોનો પરિચયઃ—૩૯-૪૨ આચારાંગનો, ૪૩-૪૬ સૂત્રકૃતાંગનો, ૪૭-૪૮ સ્થાનાંગનો, ૪૯ સમવાયાંગ, ૫૦-૫૧ વ્યાખ્યા પ્રજ્ઞપ્તિ ૫૨-૩ જ્ઞાત ધર્મ કથા ૫૪ ઉપાસક ૫૫ અંતકૃત્ ૫૬ અનુત્તરોપપાતિક ૫૭ પ્રશ્નવ્યાકરણ ૫૮ વિપાક-નો પરિચય ૫૯ અંગનાં ઉપાંગ. ૪૬-૫૮

**પ્રકરણ ૬ ઠું ઉપલબ્ધ શ્રુત-સાહિત્ય: અંગ સિવાયનાં આગમો.**

બાર ઉપાંગોનો પરિચયઃ—૬૦ ઉવવાઇ, ૬૨ રાયપસેણી, ૬૩ જીવાભિગમ, ૬૪-૫ પ્રજ્ઞાપના ૬૬ સૂર્ય પ્રજ્ઞપ્તિ, ૬૭ જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ ૬૮ ચંદ્રપ્રજ્ઞપ્તિ ૬૯ ઉક્ત છેલ્લાં ત્રણ ઉપાંગ ૭૦ કપ્પિયા-નિરયાવલિકા ૭૧ કપ્પવડંસિયા ૭૨ પુપ્ફિયા ૭૩ પુપ્ફચુલિયા ૭૪ વન્હિ દસા ૭૫ છેલ્લાં ચાર નિરયાવલિ સૂત્રો. ૭૬ અંગ ને ઉપાંગનો સંબંધ. ચાર મૂલસૂત્રોનો પરિ-

ચથઃ-૭૭ ચાર મૂલસૂત્રો ૭૮-૯ આવશ્યક ૮૦-૪ દશવૈકાલિક, ૮૫-૮ ઉત્તરાધ્યયન ૮૯-૯૦ પિંડનિર્યુક્તિ, ઓઘનિર્યુક્તિ બે પૈકી એક. ૯૧ નંદી સૂત્ર ૯૨ અનુયોગદ્વાર. ૫૯-૭૩

પ્રકરણ ૭ મું ઉપલબ્ધ શ્રુત-સાહિત્ય.

૯૨-૯૫ છ છેદ સૂત્રોઃ—૯૬-૭ પહેલું નિશીથ ૯૮-૯ બીજું બૃહત્કલ્પ ૧૦૦ ત્રીજું વ્યવહાર ૧૦૧ ચોથું દશાશ્રુતસ્કંધ, પાંચમું પંચકલ્પ ૧૦૨ છઠું મહાનિશીથ. ૧૦૩ દશ પ્રકીર્ણક (પયન્ના) ૧૦૪-૧૧૩ તે દશનો પરિચય. ૧૧૪-૧૨૭ બીજાં પ્રકીર્ણકો (પયન્નાઓ) ૧૨૮ જિનભદ્ર ક્ષમાશ્રમણ કૃત વિશેષાવશ્યક ભાષ્ય. ૧૨૯ કુલ ચોરાશી આગમો. ૧૩૦-૫ આગમો સંબંધી વિન્ટરનિટ્ઝ ૧૩૬ ડૉ. યાકોબીનું કથન ૧૩૭ વેબરનું Sacred Literature of the Jainas ૧૩૮-૯ આગમ સંબંધી સિદ્ધસેન દિવાકર. ૧૪૦ ઉપસંહાર. ૭૪-૯૦

વિભાગ ૨ જો પ્રાકૃત સાહિત્યનો મધ્યકાલ અને સંસ્કૃત સાહિત્યનો ઉદયકાલ પારા ૧૪૧-૨૬૦ ૯૧-૧૮૮

પ્રકરણ ૧ લું આરંભિક ઐતિહાસિક ઘટનાઓ

૧૪૧ વીરાત્ બીજો ત્રીજો સૈકો-અશોક સમ્રાટ્-બૌદ્ધ શ્રમણો. નિર્ગ્રંથ તે જૈનો ૧૪૨ બૌધ્ધોની અસર. જિનકલ્પની વિચ્છિન્નતા, નગરવાસ. સંપ્રતિરાજા, ૧૪૩ કલિંગ ચક્રવર્તિ ખારવેલ ૧૪૪ કાલકાચાર્ય ૧૪૫ ભરૂચનું શકુનિકા વિહાર, ખપુટાચાર્ય ને તેના શિષ્ય ભુવન ૯૪-૧૦૦

પ્રકરણ ૨ જું ઉમા સ્વાતિ વાચક, પાદલિપ્તસૂરિ આદિ

૧૪૬-૭ ઉમાસ્વાતિ વાચક, ૧૪૮-૯ તેમનો મહાગ્રંથ તત્ત્વાર્થ સૂત્ર-સભાષ્ય ૧૫૦ પાદલિપ્ત સૂરિ ૧૫૧ સિદ્ધસેન દિવાકર-તેનો યુગ. ૧૦૧-૧૦૬

**પ્રકરણ ૩ જું સિદ્ધસેન-યુગ**

૧૫૨-૧૫૪ સિદ્ધસેન દિવાકર. તેમના પહેલાં ન્યાયશાસ્ત્રની સ્થિતિ. તેઓ જૈન ન્યાયશાસ્ત્રના સ્થાપક-તર્કપ્રધાન પુરૂષ. ૧૫૫-૮ સન્મતિ-તર્ક નામનો મહાન્ ન્યાયગ્રંથ, ૧૫૯ પ્રતિભાવાન્ ને સ્વતંત્ર વિચારક, ૧૬૦-૬૨ તેમની બત્રીશ દ્વાત્રિંશિકા-સ્તુતિઓ ૧૬૩ દાર્શનિક ૧૬૪ સિદ્ધાંતપ્રધાન નહિ પણ તર્કપ્રધાન ૧૬૫ દિગંબરોમાં તેમનો આદર ૧૬૬ શ્વે૰ આચાર્યોમાં મહાન્ પ્રતિષ્ઠા ૧૬૭ અન્ય કૃતિઓ. ૧૬૮-૧૭૧ તેમનુ જીવનચરિત્ર-કિંવદન્તીઓ. ૧૭૨ સંસ્કૃત-પ્રાકૃત ભાષા, મૌલિક ગ્રંથકાર ૧૭૨ ક ( જુઓ શુદ્ધિ અને વૃદ્ધિપત્રક) **૧૦૭-૧૨૨**

**પ્રકરણ ૪ થું. વિક્રમ સં. ૧ થી ૩૦૦ વિમલસૂરિ, મથુરાસ્તૂપો, મથુરાસંઘ, દિગંબર-શ્વેતાંબર ભેદ, જૈન ન્યાયશાસ્ત્રનો પ્રથમયુગ.**

૧૭૩ વિમલસૂરિનું પઉમચરિયમ્ ૧૭૪ વિક્રમ બીજી સદીના મથુરાના જૈન સ્તૂપો ૧૭૫ મથુરાસંઘ-પરિષદ્ ૧૭૬ દિગંબર-શ્વેતાંબર ભેદ (વિ. સં. ૨૩૯ કે ૧૩૬), ૧૭૭ સમંતભદ્ર કૃત આપ્તમીમાંસા ૧૭૮-૯ સંસ્કૃત ભાષામાં ગ્રંથરચનાનો પ્રારંભ ૧૮૦ જૈન ન્યાયશાસ્ત્રનો પહેલો યુગ. **૧૨૩-૧૨૮**

**પ્રકરણ ૫ મું ગુપ્ત અને વલભી સમય. આચાર્ય મલ્લવાદી. જિનભદ્ર ક્ષમાશ્રમણ વિ. સં. ૩૦૦ થી ૮૦૦**

૧૮૧ ગુપ્ત સમય.ભાષ્ય ને ચૂર્ણિઓની રચના ૧૮૨ કુવલયમાલાથી મળતી હકીકત ૧૮૩ ગુપ્તવંશના જૈનાચાર્ય દેવગુપ્ત ૧૮૪ તેમની શિષ્યપરંપરા. ભિન્નમાલ. જૈન મંદિરોથી રમ્ય ગૂર્જર દેશ. ૧૮૫ તત્ત્વાચાર્ય; તે પ્રાયઃ શિલાંકસૂરિ હોય. ૧૮૬ મલ્લવાદી ૧૮૭ તેમનો દ્વાદશાર નયચક્રવાલ ગ્રંથ. તે પરની પછીની ટીકાઓ. ૧૮૯ ન્યાયબિંદુ ટીકા પર ટિપ્પન ૧૯૦-

૧ ચૈત્યવાસીઓ ૧૯૨ શિવશર્મસૂરિ. કર્મપ્રકૃતિ ગ્રંથ ૧૯૩ ચંદ્રર્ષિ મહત્તર-પંચસંગ્રહ નામનો કર્મગ્રંથ. ૧૯૪-૫ વલભી સંઘ-પરિષદ્ ૧૯૬ પ્રાચીન જૈનેતર સાહિત્ય ૧૯૭ સિદ્ધસેન ગણિ-તત્ત્વાર્થ ટીકા. ૧૯૮ હરિભદ્ર સૂરિને તેનો યુગ ૧૯૯ સૌરાષ્ટ્ર સાથે જૈનોનો સંબંધ, વલ્લભીપુર ૨૦૦ વલભી—ભંગ, ૨૦૧ આનંદપુર. ધનેશ્વર સૂરિ. ૨૦૨ બીજા કાલકસૂરિ ૨૦૩ સંઘદાસ ક્ષમાશ્રમણ-વસુદેવ હિંડી. ધર્મસેન મહત્તર. ૨૦૪ સમ્રાટ્ હર્ષ-બાણભટ્ટ, મયૂર કવિ, માનતુંગ સૂરિ ૨૦૫ ચંડ વૈયાકરણ ૨૦૬-૨૧૦ જિનભદ્ર ક્ષમાશ્રમણ-વિશેષાવશ્યકભાષ્ય, ૨૧૧ જિનદાસ મહત્તર-નંદી ચૂર્ણિ, નિશીથ ચૂર્ણિ ૨૨૨ વલભીના મૈત્રકો. १२९-१५२

**પ્રકરણ ૬ ઠું હરિભદ્ર-યુગ** (વિ. સં. ૫૮૫ અથવા વિ. સં. ૭૫૭ થી ૮૨૭)

૨૧૩ હરિભદ્ર સૂરિ. પ્રસ્તાવ ૨૧૪-૫ ટુંક જીવન. ૨૧૬ તેમની સમભાવી ગવેષણા ૨૧૭-૮ તેમના ગ્રંથો ૨૧૯-૨૨૩ તેમની વિશેષતાઓ ૨૨૪ તેમણે ઉલ્લેખેલ જૈનેતર ગ્રંથકારો ૨૨૫ તેમનો સમય નિર્ણય ૨૨૬ એક યુગકાર ૨૨૭-૮ યોગસાહિત્યમાં નવો યુગ સ્થાપક ૨૨૮-૨૩૧ દાર્શનિક, કવિ, કથાકાર ૨૨૯ તેમનો શ્રી મહાવીરના માર્ગમાં અટલ વિશ્વાસ. १५३-१७०

**પ્રકરણ ૭ મું ચાવડાનો સમય (વિ. સં. ૮૦૦ થી ૧૦૦૦)**

૨૩૩-૪ ગૂજરાત-પાટણની સ્થાપના, શ્રીમાલથી શ્રીમાલી, ગૂજરાતમાં પોરવાડો ૨૩૫-૬ વનરાજ. જૈનોની સહાય ને તેમની મહત્તા. મંત્રી સેનાપતિપદ ૨૩૭-૮ ઉદ્યોતનસૂરિની કુવલયમાલા. ૨૩૯ હરિભદ્ર-તેનો યુગ ૨૪૦-૧ સમ્રાટ્ વત્સરાજ ૨૪૨ બપ્પભટ્ટીસૂરિ, કનોજનો આમ અને ગૌડનો ધર્મ-રાજા ૨૪૩ જયસિંહસૂરિ-ધર્મોપદેશમાલાવૃત્તિ ૨૪૪ શીલાંક-

સૂરિ. આચારાંગ ને સૂત્રકૃતાંગપર ટીકા ૨૪૫ અંગવિદ્યાના અ- ભ્યાસક વીરસૂરિ ૨૪૬-૨૫૪ સિદ્ધર્ષિસૂરિ, ઉપમિતિ ભવપ્રપંચ કથા ને અન્યગ્રંથો ૨૫૫ વિજયસિંહસૂરિ-ભુવનસુંદરી કથા ૨૫૬-૮ મહેશ્વરસૂરિની પંચમી કથા ૨૫૯ નાગરી લિપિ, અપભ્રંશભાષા ૨૬૦ ચાવડા-ચૈત્યવાસીનો સંબંધ. · ૧૭૧-૧૮૮

**વિભાગ ૩ જો સંસ્કૃત સાહિત્યનો ઉત્કર્ષ વિ. સં. ૧૦૦૧ થી સં. ૧૨૩૦ પારા ૨૬૧-૩૨૬ ૧૮૯-૩૨૬**

**પ્રકરણ ૧ લું. સોલંકી વંશનો સમય-મૂલરાજથી કર્ણ (વિ. સં. ૧૦૦૧ થી ૧૧૫૦)**

૨૬૧ સોલંકીવંશ. મૂલરાજ વગેરે ૨૬૨ જંબૂ અને તેના ગ્રંથો ૨૬૩ પ્રદ્યુમ્નસૂરિ દિગંબરવાદીજેતા, બે રાજાને જૈન કર્યા ૨૬૪ ૮ મહાદાર્શનિક અભયદેવસૂરિ-સન્મતિતર્કપર ટીકા ૨૬૯ જૈન ન્યાયશાસ્ત્રનો બીજો યુગ ૨૭૦ ત્રિભુવનગિરિના રાજા-પછી ધનેશ્વરસૂરિ. ધારાધીશ મુંજના ગુરૂ ૨૭૧ વીરગણિ ૨૭૨ મહાકવિ ધનપાલ, તેનો પ્રાકૃતકોશ, ૨૭૩ તે કવિનું જીવન ૨૭૪ ભોજ રાજાનો બહુમાન્ય પંડિત-તિલકમંજરી કથા ૨૭૫-૭ તે કથાની વિશેષતા ૨૭૮ તેના ભાઇ શોભન- મુનિ, શોભનસ્તુતિ ૨૭૯ ધનપાલકૃત અન્યકૃતિઓ ૨૮૦ વાદિ- વેતાલ શાંતિસૂરિ ૨૮૧ વર્ધમાનસૂરિ ૨૮૨ જિનચંદ્રગણિ, વીરાચાર્ય ૨૮૩ ચૈત્યવાસીઓનો પરાજય કરનાર જિનેશ્વરસૂરિ (ખરતર), ૨૮૪ તેના બંધુ બુદ્ધિસાગર સૂરિના અને તેના ગ્રંથો, તેમજ તેના શિષ્યો. ૨૮૫ સોડ્ઢલની ઉદયસુંદરી કથામાં ઉલ્લેખિત ચંદનાચાર્ય અને 'ખડ્ગકવિ' બિરૂદવાળા વિજય- સિંહ સૂરિ ૨૮૬-૨૯૦ વિમલમંત્રી અને તેની 'વિમલવસતિ' ૨૯૧ જાહિલ્લમંત્રી ૨૯૨ દ્રોણાચાર્ય અને સૂરાચાર્ય ૨૯૨-૪ નવાં- ગવૃત્તિકાર અભયદેવસૂરિ ૨૯૫ સાધારણ કવિ-સિદ્ધસેનસૂરિ ૨૯૬ નમિસાધુ ૨૯૭ 'સૈદ્ધાન્તિક શિરોમણિ' દેવેન્દ્રસાધુ,

ગુણચંદ્ર, શાલિભદ્રસૂરિ, २९८ ચંદ્રપ્રભ મહત્તર २९९ વર્ધમાનાચાર્ય.* પૌર્ણમિક ગચ્છસ્થાપક ચંદ્રપ્રભ સૂરિ ३०० કવિ બિલ્હણ १९१–२२०

**પ્રકરણ २ જું સોલંકી વંશનો સમય–સિદ્ધરાજ જયસિંહ**

વિ. સં. ११५० થી ११९९

३०१–३०४ 'સિદ્ધરાજ' જયસિંહ ३०५-७ જૈન મંત્રીઓ, દંડાધિપ વગેરે ३०८ પાટણની પ્રભુતા, ગૂજરાતનો વૈભવ. શ્રીમાળી વાણીઆ. ३०९ રાજપુસ્તકભાંડાર ३१० કેટલીક ઘટનાઓ ३११–३ મલધારી અભયદેવ સૂરિ ३१३ (ક) શાંતિસૂરિ ३१४–६ જિનવલ્લભ સૂરિ ३१७ જિનદત્ત સૂરિ ३१८ રામદેવ, જિનભદ્ર સૂરિ ३१९ પદ્માનંદ ३२० વાગ્ભટ્ટ ३२१–२ મહાકવિ શ્રીપાલ ३२३ વીરાચાર્ય ३२४ દેવભદ્ર સૂરિ ३२५ વીર ગણિ–સમુદ્રઘોષ સૂરિ ३२६ વર્ધમાન સૂરિ ३२७ દેવચંદ્ર સૂરિ (હેમાચાર્યના ગુરૂ), શાંતિ સૂરિ (પિપ્પલગચ્છ સ્થાપક), ३२८ દેવ સૂરિ ३२९ ધર્મઘોષ સૂરિ, સમુદ્રઘોષ ३३० યશોદેવ સૂરિ, સિદ્ધ સૂરિ, વિનયચંદ્ર. २२१–२४०

**પ્રકરણ ३ જું સિદ્ધરાજ જયસિંહનો સમય (ચાલુ)**

સં. ११५० થી ११९९

३३२–४ મુનિચંદ્ર સૂરિ, તેમના ગ્રંથો ३३५ શ્રીચંદ્ર સૂરિ, તેમના ગ્રંથો ३३६ આંચલિક ગચ્છની સ્થાપના ३३७ ધનેશ્વરસૂરિ ३३८ યશોદેવસૂરિ–તેમના ગ્રંથો ३३९–४० મલધારી હેમચંદ્રસૂરિ, તેમના ગ્રંથો,–શિષ્યો ३४२ સં. ११७९ ની તાડપ્રત ३४३ ५ શ્વેતામ્બર દિગંબર વચ્ચે વાદ. વાદિદેવસૂરિનો જય, તેમનું જીવન ३४६ 'વ્યાઘ્ર–સિંહ શિશુકો' આનંદ–અમરચંદ્રસૂરિ ३४७ બૃ. ગ. હરિભદ્રસૂરિ ३४८ જિનેશ્વર ३४९ વિજયસિંહસૂરિ ३५० સં. ११८५ ની પ્રતો ३५१ ધર્મઘોષસૂરિ યશોભદ્રસૂરિ ३५२ મહેંદ્રસૂરિ ३५३ સુમતિસૂરિ ३५४ આમ્ર-

દેવસૂરિ, જયદેવનું છંદઃશાસ્ત્ર, નન્નદેવસૂરિ ૩૫૫ સિદ્ધસૂરિ, જયકીર્તિનું છંદોનુશાસન ૩૫૬ જયમંગલની કવિશિક્ષા ૩૫૭-૯ મલધારી શ્રીચંદ્રસૂરિ ૩૬૦ તેમના શિ. દેવભદ્રસૂરિ ૩૬૧ વર્ધમાનસૂરિ વૈયાકરણ ૩૬૨ તેમની સિદ્ધરાજવર્ણન નામની કૃતિ ૩૬૩ સાગરચંદ્ર. ૨૪૧-૨૫૫

**પ્રકરણ ૪ થું કુમારપાલનો સમય.** સં. ૧૧૯૯ થી ૧૨૩૦

૩૬૪-૩૮૨ કુમારપાલ, તેનો પ્રતાપ-રાજવિસ્તાર, અમારિ ઘોષણા, મદ્યનિષેધ, પરમાર્હત, તેનું ધાર્મિક જીવન, મંદિરો, દેવાલયમંડિત દેશ, આદર્શ જૈનરાજ્ય, ૩૮૩-૮૭ જૈન મંત્રીઓ, દંડનાયકો વગેરે ૩૮૮ એકવીસ જ્ઞાનભંડાર. ૨૫૬-૨૭૨

**પ્રકરણ ૫ મું કુમારપાલનો સમય.** (ચાલુ) સં. ૧૧૯૯ થી ૧૨૩૦

સાહિત્યપ્રવૃત્તિ ૩૮૯ મલયગિરિ-મહાન્ સંસ્કૃત ટીકાકાર, વૈયાકરણ, ૩૯૦ લક્ષ્મણ ગણિ ૩૯૧ જિનભદ્ર, ચંદ્રસેન, નેમિચંદ્ર, કનકચંદ્ર (?), રવિપ્રભ. ૩૯૨ શ્રીપાલના પુત્ર કવિ સિદ્ધપાલ ૩૯૨ક તાડપત્રોપર લખાયેલી પ્રતો ૩૯૩ શ્રીચંદ્રસૂરિ ૩૯૪ વાદિ નેમિચંદ્ર, ૩૯૫ શ્રાવક કવિ દુર્લભરાજ ૩૯૬ વિજયસિંહસૂરિ ૩૯૭ હરિભદ્રસૂરિ ૩૯૮ તાડપત્રની પ્રતો ૩૯૯ પદ્મપ્રભસૂરિ ૪૦૦ પરમાનંદસૂરિ ૪૦૧ હેમાચાર્ય શિષ્ય દેવચંદ્ર મુનિનું નાટક ૪૦૨ શ્રીચંદ્રસૂરિ ૪૦૩ વાદિદેવસૂરિનો સ્વ૦ ૪૦૪ મુનિરત્નસૂરિ ૪૦૫ જગદ્દેવ, સૂહન વિપ્ર ૪૦૬ તાડપ્રત ૪૦૭-૧૦ સોમપ્રભસૂરિ ને તેમના ગ્રંથો ૨૭૩-૨૮૪

**પ્રકરણ ૬ ઠું હેમયુગ** સં. ૧૧૬૨-૧૨૨૯

હેમચંદ્રસૂરિ સંબંધી કથનો, તેમનાં પોતાનાં વચનો ૪૧૧-૨ તેમના સંબંધી પ્રસ્તાવ ૪૧૩ ગુરૂપરંપરા ૪૧૪-૧૫ દીક્ષા, આચાર્યપદ ૪૧૬-૭ સિદ્ધરાજ સાથેના પ્રસંગો ૪૧૮ સિદ્ધહૈમવ્યાકરણની રચના ૪૧૯ ત્રિ. શ. પુરૂષચરિત્રની રચના ૪૨૧-૩ ગૂજરાતનું પ્રધાનવ્યાકરણ ૪૨૪-૫ રાજાઓ સાથેનો

સંબંધ ૪૨૬-૯ કુમારપાલ સાથેના પ્રસંગો ૪૩૦ અન્ય ગ્રંથો ૪૩૧ 'કલિકાલ સર્વજ્ઞ' ૨૮૫-૩૦૦

પ્રકરણ ૭ મું હેમયુગ (ચાલુ)

હેમાચાર્ય સંબંધી અન્ય ગ્રંથકારો-૪૩૨ તેમની સાહિત્યસેવા-વ્યાકરણ ૪૩૩ તેનાં પાંચ અંગો ૪૩૫ 'અપભ્રંશ' વ્યાકરણના આદિકર્તા ૪૩૬-૭ વ્યાકરણની વિશિષ્ટતા ૪૩૮-૪૪૧ દ્વયાશ્રય મહાકાવ્ય, બે-સંસ્કૃત તેમજ પ્રાકૃત. ૪૪૨ ચાર કોશગ્રંથો ૪૪૩-૫ ચાર અનુશાસન--શબ્દ, લિંગ, કાવ્ય અને છંદ પર; વાદાનુશાસન ૪૪૬-૮ ન્યાયનો પ્રમાણમીમાંસા ગ્રંથ ૪૪૯ બે બત્રીશીઓ-ન્યાયસંદર્ભિત ૪૫૦ જૈન ન્યાયશાસ્ત્રનો ત્રીજો યુગ-પુષ્પિત કાલ ૪૫૧-૨ યોગશાસ્ત્ર ૪૫૩ સ્તોત્રો ૪૫૪ અર્હન્નીતિ ૪૫૫ આનંદશંકરભાઈનો અભિપ્રાય ૪૫૬ અનેક જિનમંદિરોની પ્રતિષ્ઠા ૪૫૭ ધર્મશ્રદ્ધા ૪૫૮ અન્ય દર્શનો પ્રત્યે સમભાવ ૪૫૯ પૂર્વ ગ્રંથકારોની પ્રશંસા ૪૬૦-૧ કનૈયાલાલ મુનશીનો મત ૪૬૨-૬ હેમાચાર્યનું શિષ્યમંડળ. રામચંદ્રસૂરિ તેમના ગ્રંથો ૪૬૭ ગુણચંદ્ર ૪૬૮ બાલચંદ્ર ૪૬૯ રામભદ્રકૃત નાટક ૪૭૦ હેમયુગનો પ્રતાપ. ૩૦૧-૩૨૬

## વિભાગ ૪ થો 'ભાષા' સાહિત્યનો ઉદય પારા ૪૭૧-૬૬૦ પૃ. ૩૨૭-૪૪૮

પ્રકરણ ૧ લું અપભ્રંશ સાહિત્ય.

૪૭૧ હેમાચાર્ય અપભ્રંશના પાણિની ૪૭૨ ગૂજરાતી ભાષાની જનની અપભ્રંશ; ગૂ૦ ના ત્રણ યુગ; તેનો આરંભ, ૪૭૩ અપભ્રંશ સાહિત્ય મુખ્યત્વે જૈનો પાસે ૪૭૪ વિ૦ ૮ થી ૧૦ મી સદીનું અપભ્રંશ સાહિત્ય. સ્વયંભૂદેવ, ત્રિભુવન સ્વયંભૂ, ધવલ ૪૭૫ વિ૦ ૧૧મી સદી મહેશ્વર, ધનપાલ, પુષ્પદંત, શ્રીચંદ્ર, સાગરદત્ત, પદ્મકીર્ત્તિ, નયનન્દિ, કનકામર, ૪૭૬ વિ૦ ૧૨

મી સદી અભયદેવ. સાધારણ, દેવચંદ્ર, વર્ધમાન. લક્ષ્મણ, જિનદત્ત, વાદિદેવ, મુનિચંદ્ર ૪૭૭ સં. ૮૩૫ ની કુવલયમાલા. અઢાર દેશી ભાષા-સૌરાષ્ટ્ર, લાટ, ગૂર્જર દેશની બોલીઓ ૪૭૮ વિ. ૧૩ મા સદી યોગીન્દ્ર, આનંદતિલક, હરિભદ્ર, વરદત્ત, રત્નપ્રભ. ૩૨૯–૩૩૩

**પ્રકરણ ૨જું સોલંકી વંશનો સમય (અનુસંધાન)**

સં. ૧૨૩૦ થી સં. ૧૨૯૯

૪૭૯ અજયપાલ અને તેનો ૪૮૦ મંત્રી યશઃપાલ ૪૮૧ નરપતિ ૪૮૨ પ્રદ્યુમ્ન સૂરિ ને જિનપતિ સૂરિ ૪૮૩ રત્નપ્રભ સૂરિ ૪૮૪ મહેશ્વર સૂરિ ૪૮૫ મૂલરાજ તથા ભોળો ભીમ ૪૮૬ જગદેવનો આબુ પર ઉદ્ધાર આદિ ૪૮૭ હેમપ્રભ સૂરિ, માણિક્યચંદ્ર સૂરિ, પરમાનંદ સૂરિ, ૪૮૮ દંડનાયક સોભનદેવ, મુદ્રાધિકારી રત્નસિંહ. ૪૮૯ દેવભદ્રસૂરિ ને તેના શિષ્ય સિદ્ધસેનસૂરિ ૪૯૦ આસડ શ્રાવક મહાકવિ ૪૯૧ ઉદયપ્રભસૂરિ, પૃથ્વીચંદ્ર, ૪૯૨ ઉદયસિંહ ૪૯૩ નેમિચંદ્ર ભંડારી શ્રાવક ૪૯૪ મલયપ્રભ ૪૯૫ તિલકાચાર્ય, ધર્મઘોષ, દેવેન્દ્ર–સૂરિઓ ૪૯૬ વાયડા ગચ્છના જિનદત્ત અને જીવદેવસૂરિ ૪૯૭ ગુણવલ્લભ, અજિતદેવ. હરિભદ્ર, પૂર્ણભદ્ર. ૪૯૮ વિજયપાલ કવિ ૪૯૯ બે ભાઇઓ–અંબડ મંત્રી અને આલ્હાદન દંડનાયક, વર્ધમાનસૂરિ ૫૦૦ તાડપત્રની પ્રતો ૫૦૧ રાજા પ્રલ્હાદનદેવ-પાલણપુર સ્થાપક, ૫૦૨ જુઓ વસ્તુપાલ યુગ ૫૦૩–૪ અપભ્રંશ સાહિત્ય–૧૩ મી સદીનું. રત્નપ્રભ, સોમપ્રભ, મહાકવિ અમરકીર્ત્તિ–નાગરકુલ, જયદેવ. ૫૦૫ જુની ગૂજરાતીનું સાહિત્ય. શાલિભદ્રસૂરિ, નેમિચંદ ભંડારી, ધર્મ, વિજયસેનસૂરિ, મંગલસૂરિ. ૩૩૪–૩૩૬

**પ્રકરણ ૩ જું. વસ્તુ-તેજયુગ સં. ૧૨૭૫ થી સં. ૧૩૦૩**

વસ્તુપાલનું આત્મવૃત્તાંત, સોમેશ્વરકૃત પ્રશસ્તિ ૫૦૬

મહામાત્ય વસ્તુપાલ-તેજપાલ ૫૦૭ હિંદુ સંસ્કૃતિના રક્ષક અને અન્ય સંસ્કૃતિ પ્રત્યે આદરવાળા, ૫૦૮ વિદ્વન્માન્ય વસ્તુપાલ, રાજકાર્યદક્ષ તેજપાલ ૫૦૯ પૂર્વવૃત્તાંત ૫૧૦ જન્મ-મંત્રીઓ ૫૧૧ ભોળાભીમની નિર્બળતા ૫૧૨ વીરધવલની પસંદગી ૫૧૩ રાજકુશલ મંત્રીઓ ૫૧૪-૫ લડાયક યોદ્ધા-યુદ્ધવીર વસ્તુપાલ ૫૧૬ બંનેની દક્ષતા ૫૧૭ તેજપાલ પણ યોદ્ધો ૫૧૮ યવનો સાથે સંગ્રામ ૫૧૯ ભદ્રેશ્વરના ભીમસેન સાથે યુદ્ધ ૫૨૦ કુટુંબ-પરિવાર. ૫૨૧ 'દશા' વણિકોની ઉત્પત્તિ ૫૨૨-૫ ધનપ્રાપ્તિ-સુકૃત્યોમાં વ્યય, સૈયદનું દ્રવ્ય વગેરે; સર્વ ધર્મનાં મંદિરો. ૫૨૬ લૂણિગ-વસહિ, આબૂ ૫૨૭ સુકૃત્યોની નોંધ ૫૨૭ક અન્ય ધર્મ સંબંધીનાં સુકૃત્યોની નોંધ. ૫૨૮ ભરૂચ-શકુનિકા વિહાર ૫૨૯ મહાયાત્રા ૫૩૦ એક કવિની અન્યોક્તિ. ૩૩૭-૩૬૯

પ્રકરણ ૪ થું. વસ્તુ-તેજયુગમાં સાહિત્ય પ્રવૃત્તિ સં. ૧૨૭૫ થી સં. ૧૩૦૩

વસ્તુપાલની ઉક્તિઓ ૫૩૧-૪ વિદ્વાન્-કવિ, કાવ્ય-પરીક્ષક અને કવિઓનો ભોજ વસ્તુપાલ, નિરભિમાન, પુસ્તક-ભંડારો, કવિઓનો આશ્રયદાતા. ૫૩૫-૬ રાજકવિ સોમેશ્વર-સોમશર્મા ૫૩૭ હરિહર ૫૩૮ સુભટ ૫૩૯ નાનાક ૫૪૦ જૈન-બ્રાહ્મણ વચ્ચે પ્રીતિ ૫૪૧ શૈવ સંપ્રદાય ને વિષ્ણુભક્તિ ૫૪૨-૩ અરિસિંહ ૫૪૪-૬ અમરચંદ્રસૂરિ, તેમના ગ્રંથો ૫૪૭ 'લઘુભોજરાજ' વસ્તુપાલ ૫૪૮-૫૧ બાલચંદ્રસૂરિ ૫૫૨ જય-સિંહસૂરિ ૫૫૩ ઉદયપ્રભસૂરિ ૫૫૪ વસ્તુપાલનો પુસ્તકસંગ્રહ, ૫૫૫ તેની અન્ય વિદ્વાનોને પ્રેરણા ૫૫૬-૭ નરચંદ્રસૂરિ, ૫૫૮ તેના ગુરૂ દેવપ્રભસૂરિ ૫૫૯ 'કવીન્દ્રબંધુ' યશોવીર મંત્રી ૫૬૦-૧ આ યુગમાં તાડપત્ર પર લખાયેલી પ્રતો ૫૬૨-૩ માણિક્યચંદ્ર-સૂરિ, તિલકાચાર્ય, અભયદેવ આદિ ગ્રંથકારો ૫૬૪ વિનયચંદ્ર-

સૂરિ ૫૬૫ તપાગચ્છસ્થાપક જગચ્ચંદ્રસૂરિ ૫૬૬ સંઘપતિ પૂનડ, સર્વદેવસૂરિ. ૫૬૭ જિનપાલ ઉ૦, ૫૬૮ દિ૦ પંડિત આશાધર, ૫૬૯ મહેંદ્રસૂરિ ૫૭૦ પદ્મપ્રભ ૫૭૦ સુમતિ ૫૭૨ ગુણાકર, દેવેન્દ્ર ૫૭૨ વસ્તુપાલ-તેજપાલનો સ્વર્ગવાસ ૫૭૩ તેમની ભાવના, ૫૭૪ તેમના યુગ સંબંધી પ્રો. આનંદશંકર ૫૭૫ તેમજ સ્વ૦ ચીમનલાલ દલાલ. જૈનોનો ગૂજરાતપર ઉપકાર. ૩૭૦-૪૦૦

**પ્રકરણ ૫ મું વાઘેલા વંશનો સમય.** સં. ૧૩૦૦ થી ૧૩૫૬

૫૭૬ વિશલદેવ, ૫૭૭ તપાગચ્છમાં મતભેદ--બે પક્ષો ૫૭૮ દાનવીર જગડૂશાહ ૫૭૯ ઉદયનમંત્રીના પ્રપૌત્ર મલ્લખણ ૫૮૦ પેથડમંત્રી ૫૮૧ તેણે કરાવેલા ૮૪ મંદિર ૫૮૨ તેનો પુત્ર ઝાંઝણ ૫૮૩ ત. દેવેન્દ્રસૂરિ અને તેમના ગ્રંથો ૫૮૪-૫ આ સમયમાં લખાયેલ તાડપત્રની પ્રતો ૫૮૬ સર્વાનંદ, પરમાનંદ, યશોદેવ ૫૮૭ તાડપ્રતો, અજિતપ્રભ. ૫૮૮ પૂર્ણકલશ, ૫૮૯ અભયતિલક ૫૯૦ ચંદ્રતિલક ૫૯૧ વિદ્યાનંદ ૫૯૨ જિનેશ્વર, જયમંગલ, ૫૯૩ પ્રબોધચંદ્ર ૫૯૪ ધર્મતિલક, મુનિદેવ, સિંહતિલક, નરચંદ્ર, ૫૯૫ પ્રદ્યુમ્નસૂરિ, ૫૯૬ વિનયચંદ્ર, રત્નપ્રભ, પ્રબોધમૂર્તિ-જિનપ્રબોધ, સોમચંદ્ર ૫૯૭ ધર્મઘોષ, સોમપ્રભ, ૫૯૮ ક્ષેમકીર્ત્તિ, માનતુંગ, ધર્મકુમાર, વિવેકસાગર ૫૯૯ પ્રભાવકચરિતકાર પ્રભાચંદ્ર ૬૦૦ બાલચંદ્ર, માણિક્ય, ૬૦૧ મલ્લિષેણ, ૬૦૨ પ્રસિદ્ધ ગ્રંથકાર જિનપ્રભસૂરિ વિવિધ તીર્થકલ્પ, ૬૦૩ તેની ઐતિહાસિકતા, ૬૦૪ સ્તવનો, રાજશેખર, ૬૦૫ કાગળોનો ગૂજરાતમાં પ્રવેશ, ૬૦૬ અપભ્રંશ સાહિત્ય-જિનપ્રભ, ૬૦૭ જૂની ગૂજરાતીમાં સાહિત્ય-કવિઓ વિનયચંદ્ર, સોમમૂર્ત્તિ, જગડુ, પદ્મ. ૬૦૮ ગુ૦ ગદ્યકૃતિઓ ૬૦૯ બાલશિક્ષા કર્ત્તા સંગ્રામસિંહ ૬૧૦ ગૂર્જરદેશના હિન્દુ

રાજ્યનો અંત. મુસલમાનો ૬૧૧ ત્યારસુધી જૈન પંડિતોની અપૂર્વ સાહિત્ય સેવા. ૪૦૧-૪૨૧

**પ્રકરણ ૬ ઠું ગૂજરાતમાં મુસલમાનો.** સં. ૧૩૫૬ થી ૧૪૦૦

૬૧૨-૧૫ મુસલમાનો આવ્યે ગૂર્જરભૂમિની થયેલી સ્થિતિ ૬૧૬ ભાષા ગદ્યકૃતિઓ-બાલાવબોધો ૬૧૭ જૈનોનું ભાષાસાહિત્ય, ૬૧૮ અલાઉદીન ખીલજી-ગૂજરાત આદિ પર જીત ૬૧૯ અલપખાનસૂબો-જૈનમંદિરોનો ભંગ ૬૨૦-૨ શત્રુંજય તીર્થોદ્ધારક-સમરસિંહ ૬૨૩-૬ આબુ તીર્થનો ઉદ્ધાર, મંદિર, પ્રતિમાઓ ૬૨૭ સાહિત્યપ્રવૃત્તિ-મેરૂતુંગકૃત ઐ૦ પ્રબંધ ચિંતામણી ૬૨૮ તેમાંના પ્રબંધો ૬૨૯ ઐ૦સ્થવિરાવલી તેમજ બીજા ગ્રંથો ૬૩૦ વિદ્યાકર, ફેરૂનાં વાસ્તુસાર અને જ્યોતિઃ સારાદિ, કમલપ્રભ, સોમતિલક ૬૩૧ સુધાકલશનું સંગીતોપનિષત્ અને તેનો સાર ૬૩૨ જિનકુશલસૂરિ, લબ્ધિનિધાન ૬૩૩ રૂ. સોમતિલકસૂરિ, પ્રભાનંદ, રત્નદેવ ૬૩૪ તાડપત્રપર લખાયેલ પ્રતો ૬૩૫ શ્રીતિલક, શ્રીચંદ્ર, ૬૩૬ સર્વાનંદસૂરિનું જગડૂચરિત, ભુવનતુંગ, ૬૩૭ જૂની ગૂજરાતીનું સાહિત્ય-ગદ્યકૃતિઓ ૬૩૮ પ્રજ્ઞાતિલક શિષ્ય, ૬૩૯ અંબદેવકૃત સમરારાસો, જિનપદ્મ, ૬૪૦ સોલણ. ૪૨૨-૪૩૫

**પ્રકરણ ૭ મું ગૂજરાતમાં મુસલમાનો.** સં. ૧૪૦૧ થી ૧૪૫૬

૬૪૧ ઐ. બનાવો ૬૪૨ રાજશેખરકૃત ઐ૦ ચોવીસ પ્રબંધોનો પ્રબંધકોષ, તથા અન્ય ગ્રંથો ૬૪૩ ગુણસમૃદ્ધિ મહત્તરા, મેરૂતુંગ ૬૪૪ મુનિભદ્ર, ૬૪૫ ભાવદેવ ૬૪૬ જયસિંહ સૂરિકૃત હમ્મીર મહાકાવ્ય ને અન્ય ગ્રંથો ૬૪૭ ગુણાકર, મહેંદ્રપ્રભ, મલયેંદુ, ૬૪૮ રત્નશેખર ૬૪૯ દેવેન્દ્ર, ૬૫૦ જયશેખરસૂરિ ૬૫૧ મેરૂતુંગસૂરિ, મહેંદ્રપ્રભ ૬૫૨ દેવસુન્દરસૂરિના આચાર્યશિષ્યો ૬૫૩ જ્ઞાનસાગર, કુલમંડન, મુનિસુંદર, દેવમૂર્ત્તિ, સાધુ-

રત્ન, ક્ષેમંકર ૬૫૪ નયચંદ્રકૃત હમ્મીર મહાકાવ્ય ને અન્ય કૃતિઓ ૬૫૫ આ સમયમાં લખાયેલી તાડપત્રની પ્રતો ૬૫૬ જૂની ગૂજરાતીનું સાહિત્ય-તરૂણપ્રભનો બાલાવબોધ ૬૫૭ જૂની ગૂજરાતીનું કાવ્યસાહિત્ય-રાજશેખર, વિજયભદ્ર, વિનયપ્રભ, હરસેવક, જિનોદય, જ્ઞાનકલશ, વિદ્ધણુ, મેરૂનંદન, દેવસુંદર, દેવસુંદરશિષ્ય, મુનિસુંદર, પવિતગ, સાધુહંસ, ૬૫૮ કુલમંડનકૃત મુગ્ધાવબોધ ઔક્તિક, ૬૫૯ અમદાવાદ-રાજધાની ૬૬૦ જૈન સાધુઓનું શારદાસેવન-સ્વ. રણજિતરામ. ૪૩૬-૪૪૮

**વિભાગ ૫ મો 'ભાષા' સાહિત્યનો મધ્યકાલ પારા**

**૬૬૧-૭૮૭ ૪૪૯-૫૩૨**

**પ્રકરણ ૧ લું સોમસુંદર-યુગ.** સં. ૧૪૫૬-૧૫૦૦

સોમસુંદરસૂરિનું વૃત્તાંત ૬૬૧ તે સૂરિનો જન્મ, દીક્ષા આદિ ૬૬૨ આચાર્યપદ ૬૬૩ સોમસુંદરયુગ ૬૬૪ વડનગર અને ઇડરમાં સૂરિજી, તારંગાની પ્રતિષ્ઠા, દેલવાડા, અમદાવાદનો પાતસાહમાન્ય ગુણરાજ સંઘવી. ચિતોડનો જૈન કીર્તિસ્તંભ ૬૬૫ મહુવા, પાટણ, દેલવાડામાં વિહાર, રાણપુર-રાણકપુર મંદિરનો નિર્માતા ધરણા શા. ૬૬૬ અન્ય કાર્યો-મંદિરપ્રતિષ્ઠા, તીર્થયાત્રા વગેરે ૬૬૭ જેસલમેરમાં લક્ષ્મણવિહાર ૬૬૮ સ્થાપત્યકલા-અમદાવાદ ને રાણકપુર ૬૬૯ લેખનકલાનો વિકાસ, પુસ્તકસંગ્રહ, મોઢ જ્ઞાતિનો પર્વત ૬૭૦ આ યુગમાં લખાયેલી તાડપત્રપરની પ્રતો. ૪૫૧-૪૬૧

**પ્રકરણ ૨ જું સોમસુન્દર-યુગમાં સાહિત્ય પ્રવૃત્તિ.**

સોમસુંદર સંબંધી મુનિસુંદર ૬૭૨ ગુણરત્નસૂરિ-તેમના ગ્રંથો ૬૭૩ સોમસુંદરનો શિષ્યપરિવાર, ૬૭૪-૫ મુનિસુંદરસૂરિ ૬૭૬ જયચંદ્રસૂરિ ૬૭૭ ભુવનસુંદરસૂરિ ૬૭૮ જિનકીર્તિસૂરિ ૬૭૯ રત્નશેખરસૂરિ ૬૮૦ અન્ય શિષ્ય પ્રશિષ્યાદિ ૬૮૧

માણિક્યસુંદરસૂરિ, ૬૮૨ માણિક્યશેખરસૂરિ ૬૮૩ દેવમૂર્ત્તિ ૬૮૪ તાડપત્રની પ્રત ૬૮૫ હર્ષભૂષણ, જિનસુંદર ૬૮૬ ચારિત્રસુંદર ૬૮૭ રામચંદ્રસૂરિ ૬૮૮ શુભશીલકૃત કથાસાહિત્ય. ૬૮૯ ઐતિહાસિક ગ્રંથો ૬૯૦ કીર્તિરાજ, ધીરસુંદર, ૬૯૧ સોમ-સુંદરસૂરિકૃત ગ્રંથો. ४६२-४७१

**પ્રકરણ ૩ જું. આ યુગમાં ખરતર ગચ્છીયની ખાસ સેવા, અને ગુજરાતી સાહિત્ય સં. ૧૪૫૧ થી ૧૫૧૦.**

૬૯૨-૩ ખ. જિનભદ્રસૂરિ-તેમણે સ્થપાવેલા અનેક જ્ઞાનકોશ, ૬૯૪ જિનવર્દ્ધન ૬૯૫-૬ જયસાગર-ગ્રંથો અને પુસ્તક લિખાપન ૬૯૭ જિનસાગર, ધર્મચંદ્ર. મંત્રી મંડન અને તેના ગ્રંથો, મંડનનો આત્મવૃત્તાંત ૬૯૮-૭૦૧ મંડન મંત્રીના પૂર્વજો, ૭૦૨-૩ મંડન મંત્રી, ૭૦૪ મંડનના ગ્રંથો ૭૦૫ ધનદ અને તેનાં ત્રણ શતકો ૭૦૬ સિદ્ધાન્ત-કોશ, ૭૦૭ અપભ્રંશ સાહિત્ય-જયશેખર, હેમસાર, વિશાલરાજ. ૭૦૮ ગૂજરાતી ભાષાસાહિત્ય-ગદ્ય કૃતિઓ ૭૦૯ ગૂજરાતી કાવ્યસાહિત્ય-જયશેખર, સોમસુંદર, હીરાનંદ, જયસાગર, માંડણ શ્રાવક, ચંપો, દેવરત્નસૂરિ શિ૦, સાધુકીર્ત્તિ, તેજવર્દ્ધન, મંડલિક, સર્વાનંદ, જયવલ્લભ, રત્નમંડન, ૭૧૦ નરસિંહ મહેતાને ગૂર્જર 'આદિ કવિ' હવે નહિ કહી શકાય. ૭૧૧ તેની પહેલાનું ગૂજરાતી સાહિત્ય, ૭૧૨-૪ જયશેખરકૃત પ્રબોધ ચિંતામણી રૂપક કાવ્ય સં. ૧૪૬૨, ૭૧૫ તેમાંના છંદો, માણિક્યસુંદરકૃત ગદ્યમાં પૃથ્વીચંદ્ર ચરિત્ર ૭૧૭ પદ, માર્ગ, દેશી, 'પ્રભાતિયાં' ૭૧૮ ગૂ૦ જૈન કવિઓના કાવ્યનમુના અપાયા નથી તેનું કારણ. ४७२-४९२

**પ્રકરણ ૪ થું. વિક્રમ સોળમું શતક સં. ૧૫૦૧-૧૬૦૦**

**ઐતિહાસિક ઘટનાઓ.**

ગુરૂગુણરત્નાકર કાવ્યમાંથી મંગલાચરણ ૭૧૯ રાણા

કુંભાનો ભંડારી વેલાક, ચિતોડની શૃંગારચાવડી-સિંગારચૌરી, રાણાજીનું કર ન લેવાનું વ્યવસ્થાપત્ર, જૂનાગઢનો માંડલિક રાજા, ખંભાતનો શાણરાજ ૭૨૦ વાણીઆના દશા-વીસા ભેદ ૭૨૧ લક્ષ્મીસાગર સૂરિનું ચરિત્ર ૭૨૨ દેવગિરિના ધન્યરાજ અને નગરાજ, સંઘવી ગદો, ડુંગર અને સંડો ૭૨૦ અમદાવાવાદનો મંત્રી કર્મણ સંઘવી,સીરોહીનો ખીમો સંઘવી ૭૨૪ ઇડરમાં લક્ષ્મીસાગર સૂરિ ૭૨૫ સીરોહીના મંત્રીઓ. સં. સહસા ૭૨૬ માંડવગઢના સં. વેલો ૭૨૭ પિપલપુર ને દેવાસના સંઘવીઓ ૭૨૮-૯ માંડવના 'માફરમલિક' મેઘમંત્રી તથા બીજા સંઘપતિઓ ૭૩૦ કમલસંયમ, શ્રીમાલી મલ્લરાજ. જિનસમુદ્ર, શ્રીમાલી દેવાનો જ્ઞાનકોશ, ૭૩૧ 'એક વાણિયો શાહ, બીજો પાદશાહ'-એમો હડાલીઓ, ઓસવાલ મંત્રી નગરાજ. ૭૩૨ કર્માશાહનો શત્રુંજયનો ઉદ્ધાર ૭૩૩-૫ તેની હકીકત ૪૯૩-૫૧૫

**પ્રકરણ ૫ મું સોળમા શતકમાં સંપ્રદાયની છિન્નભિન્નતા.**

સૂક્તિમુકતાવલીનાં અવતરણ ૭૩૬ અમદાવાદમાં લોંકાશાહ, મૂર્ત્તિપૂજાનિષેધ ૭૩૭ ભાણાથી પ્રતિમાનિષેધ. બીજો ને તેનો મત, ઢૂંઢિયા-સ્થાનકવાસી ૭૩૮ કડવો-કડવા મત-સાધુ નિષેધ ૭૩૯ પાર્શ્વચંદ્ર-તેનો ગચ્છ. ૭૪૦ શિથિલાચાર સામે કડક આચાર, વૈષ્ણવ સંપ્રદાયનો પ્રવેશ ૭૪૧ તે વૈષ્ણવ મતની ટુંકી વિગત ૭૪૨ આનંદવિમલ સૂરિનો ક્રિયોદ્ધાર ૭૪૩ ધર્મની છિન્નભિન્નતા-મુસલમાનોની મૂર્ત્તિભંજકતા, મહમદ બેગડો, હિંદુઓનો કાળ. ૫૦૬-૫૧૨

**પ્રકરણ ૬ ઠું સોળમા શતકમાં સાહિત્યપ્રવૃત્તિ**

રઘુવંશટીકામાંથી શારદા સ્તુતિ ૭૪૪ તપોરત્ન ને ગુણરત્ન ૭૫૫ પાટણના શ્રીમાલી પર્વતનું ગ્રંથલિખાપન ૭૪૬ સોમધર્મ ૭૪૭ સોમદેવ, ગુણાકર. ૭૪૮ ચારિત્રવર્ધન ૭૪૯ ઉદયધર્મ, સર્વસુંદર ૬૫૦ સાધુસોમ, ઋષિવર્ધન, ધર્મચંદ્ર ૭૫૧

સત્યરાજ, હેમહંસ, જ્ઞાનસાગર ૭૫૨ રત્નમંડનનો ભોજપ્રબંધ અને બીજા ગ્રંથો, શુભશીલ, અમરચંદ્ર, સાધુસોમ, સંગ્રામસિંહ, ૭૫૩ પ્રતિષ્ઠાસોમકૃત સોમસૌભાગ્ય, રાજવલ્લભ, આદિ ૭૫૪ સિદ્ધસૂરિ, સત્યરાજ, ભાવચંદ્ર, વિનયભૂષણ, લક્ષ્મીનિવાસ, સોમચારિત્રકૃત ગુરૂ ગુણરત્નાકરકાવ્ય, ૭૫૫ સાધુવિજય, સર્વવિજય, શુભવર્ધન, જિનમાણિક્ય. ૭૫૬ કમલસંયમ, ઉદયસાગર ૭૫૭ કીર્તિવલ્લભ, ઇંદ્રહંસ, લબ્ધિસાગર, ૭૫૮ તિલક, સિદ્ધાંતસાર, અનંતહંસ, વિનયહંસ, સોમદેવ, સૌભાગ્યનંદિ, વિદ્યારત્ન, ગજસાર; ૭૫૯ પર્વત, અરસિંહ રાણો ૭૬૦ જિનહંસ, સહજસુંદર, હર્ષકુલ, ૭૬૧ લક્ષ્મીકલ્લોલ, ૭૬૨ હૃદયસૌભાગ્ય, ૭૬૩ અપભ્રંશ સાહિત્ય–રત્નમંડન, યશઃકીર્તિ. સિંહસેન–રઇધુ, જયમિત્ર, દેવનન્દિ. ૫૧૩–૫૨૦

**પ્રકરણ ૭ મું. સોળમી સદીનું ગૂજરાતી સાહિત્ય**

૭૬૪–૫ ગૂજરાતી ગદ્ય સાહિત્ય, ૭૬૬–૭૬૯ ગૂજરાતી જૈન કવિઓનું કવિતાસાહિત્ય ૭૭૦ લાવણ્યસમય—યુગ ૭૭૧–૩ તેમની કૃતિઓ ૭૭૪ અન્ય ભાષા–કવિઓ ૭૭૫–૭ જૈન પૌરાણિક ગૂ૦ સાહિત્ય ૭૭૮ રસિક કાવ્ય–પ્રેરક નેમિનાથ અને સ્થૂલભદ્ર ચરિત્રો, ૭૭૯ જૈન દર્શનનાં તત્ત્વો પર કાવ્યો ૭૮૦ સંવાદ ૭૮૧ લોકકથાનું સાહિત્ય ૭૮૩ ઐતિહાસિક તેમજ લોકસાહિત્યના ખેડનાર જૈનો–શામળભટ્ટ પૂર્વે. ૭૮૩ જૈન મહાપુરૂષોપર, તીર્થોપર કાવ્યો–ઐ૦ મહત્ત્વ ૭૮૪ ભાષાંતરો ૭૮૫ આ શતકના જૈનેતર કવિઓ ૭૮૬–૭ હીરવિજયસૂરિનો ઉદય–સમયસ્થિતિ. ૫૨૧–૫૩૨

**વિભાગ ૬ ઠ્ઠો હૈરક યુગ (સં. ૧૬૦૧ થી ૧૭૦૦)**

**'ભાષા' સાહિત્યનો મધ્યકાલ પારા ૭૮૮–૯૧૨ ૫૩૩–૬૧૮**

**પ્રકરણ ૧ લું હીરવિજયસૂરિનું વૃત્તાંત.**

૭૮૮ તે સંબંધીનાં સાધનો ૭૮૯–૯૫ હીરવિજયસૂરિનું

વૃત્તાંત મુખ્યત્વે હીરસૌભાગ્યકાવ્ય પરથી, જન્મ, દીક્ષા, આ-
ચાર્યપદ, શિષ્યાદિ. ૫૩૫-૫૪૨

**પ્રકરણ ૨ જું અકબરના દરબારમાં હીરવિજયસૂરિ અને બીજાઓ.**

હેમવિજયકૃત લેખપ્રશસ્તિમાંથી અવતરણ ૭૯૬-૭ અકબર સાથે મેળાપ, પુસ્તકોની ભેટ ૭૯૮ સૌરીપુરની યાત્રા, અબલ ફૈજ ૭૯૯ અકબર બાદશાહનું જીવવધબંધનું ફરમાન 'જગદ્‌ગુરૂ' નું બિરૂદપ્રદાન, ૮૦૦ બાવનગજા યાત્રા, વિહાર આદિ ૮૦૧ અકબરનાં બીજાં વધુ ફરમાનો, ૮૦૨ ભાનુચંદ્ર ઉ. ૮૦૩-૪ વિજયસેનસૂરિ, નંદવિજય, બાદશાહનાં વધુ ફરમાન, ૮૦૫ 'સવાઇ' વિજયસેનસૂરિ ૮૦૬ હીરવિજયસૂરિની શત્રુંજય પર પ્રતિષ્ઠા, ઉનામાં સ્વર્ગ૦ ૮૦૭ શાંતિચંદ્ર કૃત કૃપારસકોશ ૮૦૮ ભાનુચંદ્ર-સિદ્ધિચંદ્ર, ભાનુચંદ્રના ગ્રંથો ૮૦૯ વિજયસેન સૂરિનો વિશેષ પરિચય, ૮૧૦ ખ જિનચંદ્રસૂરિ ૮૧૧-૧૩ જૈનધર્મની અકબરપર અસર, ૮૧૪ અબુલફજલની આઇને અકબરીમાં વિદ્વાનો પૈકી જૈનો, બદાઉનીનો ઉલ્લેખ. અકબરની રાજસભામાં જૈનો ૮૧૭-૮ અકબર સાથે જૈનોનો પરિચય કાલ. ૫૪૩-૫૬૦

**પ્રકરણ ૩ જું કેટલીક ઐતિહાસિક વ્યક્તિઓ અને ઘટનાઓ.**

જગદ્‌ગુરૂ કાવ્ય ને વિજયદેવસૂરિ-માહાત્મ્યનાં અવતરણો ૮૧૯-૨૧ ધર્મસાગર ૮૨૨-૪ વિવેકહર્ષ ૮૨૫ ભામાશાહ-પ્રતાપરાણાના મંત્રી, ૮૨૬ તેનો ભાઇ તારાચંદ, ૮૨૭ આનં-દવિજય, ખંભાતનો તેજપાલસોની, આગ્રાના કોનપાલ સોન-પાલ ભાઇઓ ૮૨૮ જામનગરના વર્ધમાન ને પદ્મસિંહ ૮૨૯-૩૦ વિજયદેવસૂરિ તથા વિજયસિંહસૂરિ ૮૩૧ તપાગચ્છમાં ખળભ-ળાટ, બે પક્ષો-'દેવસૂર' ને 'આણંદસૂર' ૮૩૨ પ્રતિષ્ઠાઓ ૮૩૩-૪ અમદાવાદના શાંતિદાસ શેઠ ૮૩૪ હીરવિજયસૂરિ એક જૈન પ્રભાવક. ૫૬૧-૫૭૦

**પ્રકરણ ૪ થું ખરતર જિનચંદ્રસૂરિ અને ખરતરોની સેવા.**

કર્મચંદ વંશાવલી પ્રબંધનું અવતરણ ૮૩૬ બીકાનેરના કર્મચંદ્રમંત્રી ૮૩૭ તેનું વૃત્તાંત, સિરોહીપર જીત ૮૩૯-૪૦ તે અને અકબર બાદશાહ ૮૪૧ ખરતર. જિનચંદ્રસૂરિ ૮૪૩-૪ માનસિંહ-જિનસિંહસૂરિ ૮૪૫ જહાંગીરનો હુકમ, રદ કરાવ્યો ૮૪૬ ખ. જિનરાજસૂરિ ૮૪૭ સમયસુંદર ૮૪૮-૫૦ બનારસીદાસ-તેનો વૃત્તાંત-અધ્યાત્મી જીવન ૫૭૧-૫૮૦

**પ્રકરણ ૫ મું સત્તરમા શતકની સાહિત્ય પ્રવૃત્તિ. સંસ્કૃત પ્રાકૃત સાહિત્ય.**

વિજયપ્રશસ્તિનું અવતરણ ૮૫૧ ઉદયધર્મ, રત્નાકર, જિનચંદ્ર, સાધુકીર્તિ, જ્ઞાનપ્રમોદ, હીરકલશ ૮૫૨-૫૩ ધર્મસાગર ઉપાધ્યાયના ગ્રંથો ૮૫૪ બ્રહ્મમુનિ ૮૫૫ વાનરઋષિ-વિજયવિમલ ૮૫૬ નયરંગ આદિ ગ્રંથકારો ૮૫૭ ચંદ્રકીર્તિ ૮૫૮ સકલચંદ્ર ૮૫૯ હેમવિજય ને તેમના ગ્રંથો ૮૬૦ વીરભદ્ર, પદ્મસાગર ૮૬૧ રવિસાગર ૮૬૨ પુણ્યસાગર, પદ્મરાજ, ૮૬૩ જયસોમ, ૮૬૪ સમયસુંદરના ગ્રંથો, ૮૬૫ ગુણવિનયના ગ્રંથો ૮૬૬ ઉદયસિંહ, કલ્યાણરત્ન, ૮૬૭ ગુણવિજય, હીરપ્રશ્ન, કીર્તિવિજય ૮૬૮ શાંતિચંદ્ર, ૮૬૯ દેવવિજય, વિનયકુશલ ૮૭૦ કનકકુશલ, ૮૭૧ જ્ઞાનવિમલ, વલ્લભ. ૫૮૧-૫૯૨

**પ્રકરણ ૬ ઠું સંસ્કૃત-પ્રાકૃત સાહિત્ય (અનુસંધાન)**

હીરસૌભાગ્યનું અવતરણ ૮૭૨ હર્ષકીર્તિ ૮૭૩ નગર્ષિ, દેવવિજય ૮૭૪ જ્ઞાનતિલક, બુદ્ધિવિજય, હંસપ્રમોદ, આનંદવિજય, મેરૂવિજય, ૮૭૫ શુભવિજય ૮૭૬ દેવવિજય, જયવિજય ૮૭૭ ભાનુચંદ્રના ગ્રંથો ૮૭૮ સિદ્ધિચંદ્રના ગ્રંથો, ૮૭૯ માનસાગર, હર્ષનંદન ૮૮૦ રત્નચંદ્ર ૮૮૧ સાધુસુંદર, ૮૮૨ તેજપાલ, સંઘવિજય, ચારિત્રસિંહ, રૂપચંદ્ર, દેવવિમલકૃત હીરસૌભાગ્ય મહાકાવ્ય, ૮૮૩ સુમતિહર્ષ, જયવિજય, રાજચંદ્ર

૮૮૪ સકલકીર્તિ, શ્રીસાર ૮૮૫ ઉદયકીર્તિ, શ્રુતસાગર, રાજસુંદર ૮૮૬ દેવસાગર, ગુણવિજય, ૮૮૭ ભાવવિજય ૮૮૮ ધનરાજ ૮૮૯ કાલિદાસનાં કાવ્યોના ટીકાકારો મહિમસિંહ, શ્રીવિજય; જિનવિજય, વિનયવિજય ૮૯૦ જિનરુચિ, માણિક્યચંદ્ર, દાનચંદ્ર, ધનવિજય, પદ્મસાગર, નયકુંજર. ૫૯૩-૬૦૨

પ્રકરણ ૭ મું મધ્યકાલીન (૧૬મા શતકનું) ગૂર્જર સાહિત્ય.

કેટલાંક અવતરણો ૮૯૧-૩ ગૂજરાતી ગદ્યસાહિત્ય-બાલાવબોધો ૮૯૪ સ્વતંત્ર ગદ્ય ગ્રંથો ૮૯૫ ગૂજરાતી કાવ્યસાહિત્ય ૮૯૬ આ શતકનાં ગૂર્જર કવિઓની નામાવલી-તેમના કાવ્યકાલનાં વર્ષો સહિત ૮૯૭ ભક્તિમાર્ગની અસર-ભક્તિપ્રેરક સાહિત્ય ૮૯૮-૯૦૦ લોકકથાસાહિત્ય, તેના નાયકો, ૯૦૧ તે સાહિત્યમા જૈનોનો ફાળો ૯૦૨ Lyrics (ઊર્મિગીતો) ૯૦૩ ભાવાનુવાદો ૯૦૪ ઐતિહાસિક સાહિત્ય ૯૦૫ Romance અને Ballad-રોમાંચકારી વીરરસકાવ્ય અને યુદ્ધગીતો ૯૦૬ રૂપક કાવ્યો, સંવાદ, 'બારમાસ' ૯૦૭ ટૂંકી કૃતિઓ ૯૦૮ ખંડનાત્મક કૃતિઓ ૯૦૯-૧૦ રાગો, દેશીઓ, ગીતો ૯૧૧ જૈનેતર વિદ્વાનોની અપેક્ષાએ જૈનોનું પૂર ૯૧૨ આ પ્રતાપવંતું શતક. ૬૦૩-૬૧૮

## વિભાગ ૭ મો યશોવિજય યુગ (સં. ૧૭૦૧ થી ૧૭૪૩)

'ભાષા' સાહિત્યનો અર્વાચીનકાલ પારા ૯૧૩-૧૦૧૮ ૬૧૯-૬૯૯

પ્રકરણ ૧ લું યશોવિજય યુગ.

આત્મવૃત્તાંતનાં તેમની કૃતિઓમાંથી અવતરણો ૯૧૩-૫ આનંદઘન-પરમ અધ્યાત્મી ને યોગી ૯૧૬ યશોવિજય-અનેકવિધ સાહિત્યના સ્રષ્ટા ૯૧૭-૯૨૫ 'સુજસવેલી' માંથી તેમનું જીવનવૃત્તાંત જન્મભૂમિ-માતપિતા-દીક્ષા-કાશીવાસ-

'ન્યાયવિશારદ,' આગ્રામાં વિશેષ ન્યાયાભ્યાસ, અવધાન, ડભોઈમાં સ્વર્ગવાસ ૯૨૬ ટૂંકી સ્તુતિ. ૬૨૧-૬૨૯

**પ્રકરણ ૨ જું (અનુસંધાન) સમયજ્ઞ સુધારક ન્યાયશાસ્ત્રી અને યોગવેત્તા યશોવિજય.**

તેમના ગ્રંથોમાંથી અવતરણો ૯૨૭ અજોડ વિદ્વાન્ યશોવિજય ૯૨૮ શ્રુતયોગસંપન્નતા ૯૨૯ સમયજ્ઞ સુધારક યશોવિજય ૯૩૦ જૈન ન્યાયનો ચોથો યુગ નામે ફૂલ-કાળ ૯૩૧ પ્રખર ન્યાયવેત્તા યશોવિજય ૯૩૨ 'રહસ્ય' અંકિત ગ્રંથો ૯૩૩-૪ યોગવેત્તા યશોવિજય. ૬૩૦-૬૩૯

**પ્રકરણ ૩ જું. અનુસંધાન અધ્યાત્મી યશોવિજય અને તેમના ગ્રંથો.**

સુજસવેલિ અને શ્રીપાલરાસમાંથી અવતરણ ૯૩૫-૬ આનંદ ઘન સાથે સમાગમ, અષ્ટપદી ૯૩૭ આનંદઘન ચોવીસીનાં પદો પર પોતાનો બાલાવબોધ ૯૧૮-૯ અધ્યાત્મી યશોવિજય-જશવિલાસ, અધ્યાત્મસાર, ૯૪૦ પોતાની ભૂમિકા ને ધ્યેય ૯૪૧-૪ તેમના ગ્રંથો, ૯૪૫ પૌર્વાપર્યક્રમ, 'ઐંદ્ર'થી અંકિત પ્રારંભ. ૬૪૦-૬૪૬

**પ્રકરણ ૪ થું વિનયવિજય મેઘવિજય અને બીજાઓનું સાહિત્ય.**

શાંતરસભાવના, મેઘદૂતસમસ્યાલેખનાં અવતરણ ૯૪૬-૮ વિનયવિજય-તેમના ગ્રંથો, અને યશોવિજયના સહાધ્યાયી હોવાની કિંવદન્તી બરાબર નથી ૯૪૯ લવજીની લોંકા સંપ્રદાયમાં દીક્ષા, મુખે મુહપતી બાંધી. 'ઢૂંઢીયા' ધર્મદાસ ૯૫૦ સત્યવિજય-ક્રિયોદ્ધાર ૯૫૧-૭ મેઘવિજય, તેમની કૃતિઓ, ઐતિહાસિક, કાવ્યરામકૃતિ સમસ્યાપૂર્તિનાં કાવ્યો, લોકસાહિત્ય, વ્યાકરણ, જ્યોતિષ, અધ્યાત્મ સંબંધી ગ્રંથો,

## વિભાગ ૮ મો. વિક્રમ વીસમી સદી અને સામાન્ય હકીકત. જૈન યુગ. પારા ૧૦૧૯–૧૧૯૫ ૬૯૭–૮૩૨

### પ્રકરણ ૧ લું પાશ્ચાત્ય કેળવણીનો ઉદય–વીસમી સદી.

ગાંધીજીનું અવતરણ–દાનવીર પ્રેમચંદ રાયચંદ ૧૦૧૯ તેમનું જીવનવૃત્તાંત અને વ્યાપક સખાવતો ૧૦૨૦ આગગાડીનો ગૂજરાતમાં પ્રવેશ. નાટકકાર ડાહ્યાભાઇ ધોળશાજી. તેમનાં કાવ્યોનાં અવતરણો ૧૦૨૧–૨ તેમનું જીવન ૧૦૨૩ તેમનાં નાટકો ૧૦૨૪ નાટકોનું અવલોકન ૧૦૨૫–૬ નાટકોનું સંગીત, અભિનય, કલાવિધાન વગેરે.

### પ્રકરણ ૨ જું અધ્યાત્મી ફિલસુફ રાયચંદ કવિ.

તેમનાં અવતરણો ૧૦૨૭ આત્મવૃત્તાંત ૧૦૨૮ ગ્રંથો ૧૦૨૯ 'કવિ', કવિ પણ પ્રધાનપણે ફિલસુફ ૧૦૩૦ નષ્ટ ગ્રંથો ૧૦૩૧ જૈનમાર્ગનો ઉદ્ધાર–હાલની સ્થિતિ ૧૦૩૨ મહાત્મા મોહનદાસ ગાંધી પર પ્રભાવ ૧૦૩૩–૪૧ ગાંધીજીએ આપેલ પરિચય–પોતાની આત્મકથામાંથી અને ખાસ લખેલ 'સંસ્મરણો' માંથી. રાયચંદભાઇનો સર્વ ધર્મ પ્રત્યે આદર ૧૦૪૨ તેમનાં લખાણ ૧૦૪૩ ટૉલ્સ્ટૉય અને રસ્કિન સાથે તુલના, 'કવિ' ના ગુણો ૧૦૪૪ નર્મદાશંકર મહેતાનો અભિપ્રાય ૧૦૪૫ આચાર્ય આનંદશંકર ધ્રુવનો અભિપ્રાય ૧૦૪૬ ગાંધીજી અને રાજચંદ્રની શૈલી. ૭૦૮–૭૨૨

### પ્રકરણ ૩ જું સાહિત્યપ્રકાશકો. સંસ્થાઓ. શા ભીમસિંહ માણેક.

પ્રકરણ રત્નાકરમાંથી અવતરણ ૧૦૪૭ ભીમશી માણેક. છપાવવા પ્રત્યે વિરોધ સામે ભીમશીનો પ્રયત્ન ૧૦૪૮ તેના સહાયકો ૧૦૪૯–૫૦ બહાર પાડેલા ગ્રંથો ૧૦૫૧ રાય ધનપતસિંહ બહાદુર. ૧૦૫૨ આગમોનું પ્રકાશન ૧૦૫૩ જૈનધર્મ-

પ્રસારક સભા, ભાવનગર, ૧૦૫૪ જૈનપત્રો ૧૦૫૫ મુંબઇ માંગરોળ જૈન સભા, મુંબઇ ૧૦૫૬ જૈન આત્માનંદ સભા ભાવનગર, ૧૦૫૭ જૈન પત્રના સ્થાપક ભગુભાઇ ફ. કારભારી ને તેમની સાહિત્યસેવા ૧૦૫૮ જૈન શ્વે૦ કોન્ફરન્સની અમૂલ્ય સેવા ૧૦૫૯ આ સંસ્થાઓ પ્રત્યે જૈન ધનાઢયોનું કર્તવ્ય ૧૦૬૦ જૈન સુશિક્ષિતે સાધુદીક્ષા લેવાની જરૂર ૧૦૬૧-૨ જૈનકોમે લક્ષમા લેવાની બાબતો ૧૦૬૩ વણિક વૃત્તિનો ત્યાગ ઇષ્ટ છે. ૭૨૩-૭૩૭

## પ્રકરણ ૮ શું જૈન ધર્મ-સાહિત્ય-ઇતિહાસ-મુખ્ય સિદ્ધાંતો.

અવતરણો ૧૦૬૪ ભાષા વિચારવાહક ૧૦૬૫ લિપિ. ૧૦૬૬ સાહિત્ય ૧૦૬૭ તેનું લખાવવું ૧૦૬૯-૭૦ સમ્યગ્જ્ઞાન-પૂર્વક ગ્રંથોનો આશ્રય ૧૦૭૧ ધર્મસાહિત્યનો વિષયવિભાગ ૧૦૭૨ એના અભ્યાસની પદ્ધતિઓ ૧૦૭૩ ઇતિહાસ ૧૦૭૪ ઐતિહાસિક દૃષ્ટિથી વિચારતા વિદેશી પંડિતો ૧૦૭૫ વિદેશી વિદ્વાનોની જૈન સાહિત્ય સેવા ૧૦૭૬ જૈન ધર્મની ઉત્પત્તિ વિષે ભ્રમણાઓ ૧૦૭૭ વિશેષ સાહિત્યપ્રકાશનથી-શોધખોળથી એ ભ્રમણાઓનો નાશ, ૧૦૭૮ પૂર્વ પશ્ચિમનો સહકાર ૧૦૭૯ ડૉ. હર્મન યાકોબીનું જીવન, તેનો ઉપકાર, ૧૦૮૦ અંગ્રેજીમાં લખાણ અને અંગ્રેજી શિક્ષણ ૧૦૮૧ ઇતિહાસકારની મુંઝવણ ૧૦૮૨ આદરસહિત ઐતિહાસિક દૃષ્ટિની જરૂર ૧૦૮૩-૪ જૈન ચાર મહાસિદ્ધાંતો અહિંસાવાદ, સામ્યવાદ, અનેકાંતવાદ ને કર્મવાદ. જૈન ધર્મની વિશેષતા ૧૦૮૫-૮ અહિંસાવાદ-તેનું સ્વરૂપ 'અહિંસા પરમોધર્મઃ' અને બીજા ધર્મો કરતાં વિશિષ્ટતા ૧૦૮૯-૯૨ સામ્યવાદ ૧૦૯૩-૪ અનેકાંતવાદ-સ્યાદ્‌વાદ ૧૦૯૫-૬ કર્મવાદ ૧૦૯૭ આ ચાર સિદ્ધાંતોથી પ્રેરિત જૈન સાહિત્ય ૧૦૯૮-૧૧૦૦ જૈન ફિલસુફી ૧૧૦૧ જૈન ધર્મનો વિસ્તાર. ૭૩૮-૭૬૬

**પ્રકરણ ૫ મું જૈન સંઘ વ્યવસ્થા-જૈન સંસ્થાઓ.**

નંદીસૂત્રમાંથી અવતરણ ૧૧૦૨ સંઘસંસ્થા, ૧૧૦૩ શ્રમણ સંઘ-સાધુસંસ્થા ૧૧૦૪ તેમાં સ્ત્રીને સ્થાન ૧૧૦૫-૭ તે સંસ્થામ પરિવર્તનો-વિકૃતિઓ, સાધુસંઘનો ઉપકાર, તેના વ્યાપક રૂપની આવશ્યકતા. ૧૧૦૮ સાધુનાં ઉપકરણ, આચાર, પ્રવેશેલો શિથિલાચાર ૧૧૦૯-૧૦ જ્ઞાનસંસ્થા ૧૧૧૧-૪ જ્ઞાન-ભંડારો, જ્ઞાનનું માહાત્મ્ય, બ્રાહ્મણ ને જૈનના ભંડારોમાં ફેર ૧૧૧૫ કેંદ્રસ્થ ભંડારની જરૂર ૧૧૧૬-૮ પર્વો, પર્યુષણા કલ્પ અને પર્યુષણપર્વનો મહિમા ૧૧૧૯-૨૧ તીર્થો, તેમનું સ્થળ, તેમનું મૂળ મૂર્તિપૂજા ૧૧૨૨-૩ મૂર્તિ અને મંદિરો ૧૧૨૪ તીર્થો સાથે વિદ્યાધામની જરૂર ૧૧૨૫ તીર્થયાત્રા-સંઘો ૧૧૨૬-૨૮ તીર્થના ઝઘડા તજી તીર્થનો સદુપયોગ કરો ૧૧૨૯ શ્રાવકસંસ્થા ૧૧૩૦ તેનો જ્ઞાનપ્રચાર, સાહિત્ય પ્રત્યે, શિલ્પકળામય મંદિરોના નિર્માણમાં ફાળો ૧૧૩૧ પાંજરાપોળ ૧૧૩૨ મનુષ્યદયા ૧૧૩૩ તેમની ધાર્મિક ક્રિયાઓ ૧૧૩૪ સંખ્યાબળ, વસ્તીપત્રક, ૧૧૩૫ મુખ્યત્વે વણિકો ૧૧૩૬ જુદી જુદી જ્ઞાતિના વણિકો ૧૧૩૭ જૈન સંખ્યા ઘટવાનાં કારણો. ૭૬૭-૭૯૨

**પ્રકરણ ૬ ઠું જૈન સંસ્કૃતિ-કલાઓ**

સ્વ. રણજિતરામના લેખનું અવતરણ ૧૧૩૮ કલા-તેનું સ્વરૂપ ૧૧૩૯ કલાનાં જુદાં જુદાં મૂર્તિમંત રૂપો ૧૧૪૦ શિલ્પકળા ૧૧૪૧ સંસ્કૃતિ-સંસ્કારિતા, તત્ત્વચિંતન, કળા વગેરે ૧૧૪૨ જૈનોના સ્થાપત્યથી ગૂજરાતની શોભા ૧૧૪૩-૪૫ મૂર્તિવિધાન, 'શાન્તં શિવં સુન્દર'નો આદર્શ ૧૧૪૫-૬ જૈન પ્રતિમાવિધાન પર શ્રી નાનાલાલ મહેતા ૧૧૪૭ જૈનકલા-શિલ્પકળા પર શ્રી રવિશંકર રાવલ ૧૧૪૮-૫૧ જૈનચિત્રકલા ૧૧૫૨ સંગીતકલા ૧૧૫૩ શ્રી પૂરણચંદજી નાહરનું કલા-

સંગ્રહાલય નામે કુમારસિંહ ભવન ૧૧૫૪ સાહિત્ય અને કલા માટે સ્વ૰ રણજિતરામની થોડી સૂચનાઓ ૧૧૫૫ હાલના કળા-વિહીન ધાર્મિક જીવન પર શ્રી પરમાણંદની લેખમાળા. ૭૯૩-૮૦૭

પ્રકરણ ૭ મું ભારતી-પૂજામાં ગૂજરાતનો ફાળો અને ગૂજરાતમાં જૈન પ્રતાપ. સમયધર્મની વિચારણા.

મહાત્મા ગાંધીજીનું અવતરણ ૧૧૫૬-૫૯ ભારતી પૂજામાં શ્વેતાંબર જૈનોનો ફાળો ૧૧૬૦ ગૂજરાતમાં દાર્શનિક સાહિત્યમાં પ્રથમ અને પ્રધાન જૈનો ૧૧૬૧ ગૂજરાતના તત્ત્વજ્ઞાનીઓ ૧૧૬૨-૫ ગૂજરાતમાં જૈન પ્રતાપ-હેમચંદ્રાચાર્ય, નર્મદાશંકર મહેતાનું અવતરણ, ધર્મની ખોટી વગોવણી, ગૂજરાતપર જૈન ધર્મની અસર ૧૧૬૬-૭૧ શું જૈન ધર્મ વિલુપ્ત થશે? તે પ્રશ્નનાં કારણો, તેનો ઉત્તર, ખરા વિચારકો-સાહિત્યકો જરૂર પાકશે, હાલનો અહિંસાધર્મનો રાજકારણમાં પણ ઉપયોગ, આશાવાદ ૧૧૭૧ જૈન ધર્મનો પ્રાચીન વારસો-સાહિત્ય, તીર્થ અને કળા. ૧૧૭૨ ભૂતકાલની શોભા પરજ અવલંબી બેસી ન રહો. પૂર્વજોનાં પગલે ચાલો-આપકર્મી વીર બનો ૧૧૭૩-૮૦ શ્રી રામનારાયણ પાઠકની સૂચનાઓ: ફિલસુફી અને સિદ્ધાંતો શુદ્ધ સ્વરૂપે પ્રકાશો, શિક્ષણપ્રબંધ, બોલતી ભાષામા જ્ઞાન પ્રચાર, ગુજરાતમાં જૈન જ્ઞાનપાઠ ઉભાં કરો. ૧૧૮૧ જ્ઞાનપીઠ (Chair) ની યોજના કરો ૧૧૮૨-૯૨ જૈન સાહિત્યના ઉદ્ધાર અર્થે આવશ્યક કાર્યો: સાહિત્ય પ્રકાશન, કેંદ્રસ્થ પુસ્તકાલય, વ્યાસપીઠ (Chair), અર્વાચીન પુસ્તકોની રચના, તત્ત્વજ્ઞાન જીવનમાં ઉતરે તેવાં પુસ્તકો-તેમાં જે વિશિષ્ટ તત્ત્વો છે તે પર સ્વતંત્ર અલગ પુસ્તકોની રચના, ભાષા અને તેને લગતા ગ્રંથોનું પ્રકાશન, અપભ્રંશ સાહિત્યનું પ્રકાશન, દેશી ગુજરાતી ભાષાની પ્રાચીન કૃતિઓનું પ્રસિદ્ધિકરણ, દેશી બોલાતી ભાષાનો ઉપયોગ ૧૧૯૩ જૈન સંસ્કૃતિ પ્રત્યે જૈનેતરોનો સમ-

ભાવ-સ્વ. રણજિતરામનો સ્વતંત્ર અભિપ્રાય. ૧૧૯૪ શ્રી કૃષ્ણલાલનો મત-જૈન અને જૈનેતર બંને બાજુ ઢાલની જોવી પડશે. ૧૧૯૫ સર્વ સંસ્કૃતિમાંથી સારાં તત્ત્વોને અપનાવો. અંતિમ પ્રાર્થના. કવિ ન્હાનાલાલના શબ્દોમાં ભારતનાં યશોગાન ગાઇ સમાપ્તિ. ૮૦૮—૮૩૨

વિસ્તૃત અનુક્રમણિકા પૃ. ૮૩૩-૧૦૨૦


૧ શ્રી મહાવીર ભગવાન્ સંબંધી અનુક્રમણિકા પૃ. ૮૩૩

૨ જૈન ગ્રંથકારો, લેખકો, સૂરિઓ આદિની અનુક્રમણિકા પૃ. ૮૩૪—૮૮૪

૩ જૈન કૃત સંસ્કૃત-પ્રાકૃત ગ્રંથકૃતિની અનુક્રમણિકા ૮૮૪—૯૨૨

૪ જૈનકૃત અપભ્રંશ ગ્રંથકૃતિની અનુક્રમણિકા ૯૨૨—૯૨૪

૫ જૈનકૃત ગૂજરાતી-દેશી ભાષામાં ગ્રંથકૃતિઓ વગેરેની અનુક્રમણિકા ૯૨૪—૯૩૬

૬ જૈનકૃત અંગ્રેજીમાં ગ્રંથો વગેરેની અનુક્રમણિકા ૯૩૬

૭ (જૈન) ઐતિહાસિક સાધનો-કૃતિઓ આદિની અનુક્રમણિકા ૯૩૬—૯૪૬

૮ જૈન પારિભાષિક શબ્દો, બિરૂદો આદિની અનુક્રમણિકા ૯૪૬—૯૫૨

૯ જૈન તીર્થંકરો, તીર્થો, મંદિરો આદિની „ ૯૫૨—૯૫૭

૧૦ જૈન ગચ્છ, ગણ, સંપ્રદાયાદિની „ ૯૫૭-૯૬૦

૧૧ જૈન શ્રાવકો, મંત્રીઓ વગેરેની „ ૯૬૦—૯૭૧

૧૨ વાણિયા-બ્રાહ્મણાદિ જાતિ કુલ ગોત્રાદિની „ ૯૭૧—૯૭૨

૧૩ યુરોપીય સ્કૉલરો આદિની „ ૯૭૨—૯૭૪

૧૪ યુરોપીયનની કૃતિઓની „ ૯૭૪

૧૫ જૈનેતર હિન્દુ ગ્રંથકારો-લેખકો આદિની „ ૯૭૪—૯૮૨

૧૬ જૈનેતર હિન્દુ આદિકૃત ગ્રંથો, લેખો આદિની „ ૯૮૨—૯૮૭

૧૭ મુસલમાનોની ઐતિહાસિક કૃતિઓ—કિતાબોની „ ૯૮૭
૧૮ જૈનેતર હિન્દુ દેવ-મંદિર સંપ્રદાય આદિની „ ૯૮૭—૯૮૮
૧૯ સ્થળો—સ્થાનાદિની „ ૯૮૮-૧૦૦૨
૨૦ હિંદુ રાજકર્ત્તાઓ, રાજવંશ, જાતિ આદિની „ ૧૦૦૨-૧૦૧૧
૨૧ મુસલમાન રાજકર્ત્તા, સૂબા, જાતિ વગેરેની „ ૧૦૧૧-૧૦૧૩
૨૨ સામયિક પત્રો, ગ્રંથમાલા, પ્રેસ આદિની „ ૧૦૧૩-૧૦૧૫
૨૩ પ્રકીર્ણની અનુક્રમણિકા ૧૦૧૫-૧૦૨૦
શુદ્ધિ અને વૃદ્ધિપત્રક ૧૦૨૧-૧૦૫૯
જૈન ગૂર્જર કવિઓ—બીજોભાગ-સંબંધી
અભિપ્રાયો ૧૦૬૦-૧૦૭૯
જૈન શ્વે. કૉન્ફરન્સથી પ્રકાશિત પુસ્તકો ૧૦૮૦

अर्हम् ।

नमो सुअस्स नमो तित्थस्स ।

नमो त्थु णं समणस्स भगवओ महावीरस्स ॥

# જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ.

લેખક—મોહનલાલ દલીચંદ દેશાઈ.

१

जयइ जगजीवजोणि-वियाणओ जगगुरु जगाणंदो :
जगणाहो जगबंधू जयइ जगप्पियामहो भयवं ॥
जयइ सुआणप्पभवो तित्थयराणं अपच्छिमो जयइ ।
जयइ गुरुलोयाणं जयइ महप्पा महावीरो ॥
भद्दं सव्वजगुज्जोयगस्स भद्दं जिणस्स वीरस्स ।
भद्दं सुरासुरनमियस्स भद्दं धुयरयस्स ॥

—देववाचक-नंदिसूत्रे.

—જગતજીવની યોનિના જ્ઞાતા, જગગુરૂ, જગના આનંદક. જગનાથ, જગબંધુ, જગના પિતામહ ભગવન્ જયવંતા છે. !

—શ્રુતના પ્રભવ, તીર્થંકરોમાં છેલ્લા એવા લોકગુરૂ મહાત્મા મહાવીર જય પામો !

—જે સર્વ જગતના ઉદ્યોતકર છે, જેને સુર અસુર નમ્યા છે, જેણે ( કર્મરૂપી ) રજને ધોઈ નાંખી છે એવા વીર જિનનું ભદ્ર હો !

२

ये पूजनीयाः सुमनःसमूहैस्ते सन्तु मे श्री गुरवः प्रसन्नाः ।
सदा नवो यत्प्रतिभाप्रकर्षः पुनन्तु ते श्री कवयश्च वाचम् ॥

—જેઓ સુમનસૂના સમૂહથી પૂજનીય છે તે મારા ગુરૂઓ પ્રસન્ન થાઓ ! જેનો પ્રતિભાપ્રકર્ષ નિરંતર નવીન છે તે શ્રી કવિઓ વાણીને પવિત્ર કરો.

—ક્ષેમંકરકૃત સિંહાસન દ્વાત્રિંશિકા-મંગલાચરણ.

૩

गिरा गुम्फधात्री कवीन्द्रेषु वाणी, चतुर्वर्णसंघश्चतुर्वर्णसंघः ।
गुरुश्चानुशास्ता सुधीः श्रोतृवर्गो जयेयुर्जगत्याममी आसमुद्रम् ॥

—વિવિધ રચનાની સરજનારી એવી ભાષા, કવીન્દ્રોમાં વાણી, ચાર વર્ણવાળો ચતુર્વિધ સંઘ, અનુશાસક ગુરૂ, બુદ્ધિમાન્ શ્રોતૃવર્ગ-આ સર્વ જગતમાં સમુદ્ર છે ત્યાં સુધી જય પામો.

—ગુણાકરકૃત-ભક્તામરસ્તોત્ર વૃત્તિ.

શ્રી આદિનાથની ધાતુ-પ્રતિમા સં. ૧૦૭૭ પૃ. ૩

[શ્રી પૂર્ણચંદ્ર નહારના સૌજન્યથી]

# વિભાગ પહેલો.

## શ્રી મહાવીર અને આગમ-સાહિત્ય.

[ વીરાત્ ૧ થી વીરાત્ ૯૮૦ ]

अरहंते वंदित्ता चउदसपुव्वी तहेव दसपुव्वी ।
एक्कारसंगसुत्तत्थधारए सव्व साहू य ॥ —ओघनिर्युक्ति.

—અરિહંતને, ચૌદ પૂર્વધરને, દશ પૂર્વધરને અને ૧૧ અંગના સૂત્રાર્થ ધારનાર સર્વ સાધુઓને વંદન કરીને ( આરંભું છું. )



## પ્રકરણ ૧ લું.

### જૈન ધર્મનો ઉદય અને તેનું સ્થાન.

#### મંગલાચરણ.

सर्वज्ञमीश्वरमनन्तमसंगमग्र्यं सार्वीयमस्मरमनीशमनीहमिद्धं ।
सिद्धं शिवं शिवकरं करणव्यपेतं श्रीमज्जिनं जितरिपुं प्रयतः प्रणौमि ॥
नमः श्री वर्धमानाय श्रीमते च सुधर्मणे ।
सर्वानुयोगवृद्धेभ्यो वाण्यै सर्वविदस्तथा ॥

—સર્વજ્ઞ, ઇશ્વર, અનંત, અસંગ, અગ્ર્ય, સર્વહિતાવહ, અસ્મર, અનીશ, અનીહ, તેજસ્વી, સિદ્ધ, શિવ, શિવકર, કરણ–ઇંદ્રિયો અને શરીરરહિત, જિતરિપુ, શ્રીમાન્ જિનને પ્રયત્નપૂર્વક પ્રણમું છું.

શ્રી વર્ધમાન સ્વામીને, શ્રી સુધર્મગણધરને, સર્વાનુયોગવૃદ્ધોને અને સર્વજ્ઞની વાણીને નમસ્કાર,

—અભયદેવસૂરિકૃત ભગવતી સૂત્રટીકાના મંગલાચરણ પરથી.

## શ્રીમહાવીર પ્રવચન.

—पुरिसा ! सच्चमेव समभिजाणाहि । सच्चस्स आणाए से उवट्ठिए मेहावी मारं तरइ ॥ આચારાંગ સૂત્ર.

—હે પુરુષો ! સત્યનું જ સમભિજ્ઞાન-પરિજ્ઞાન કરો. સત્યની આજ્ઞા ઉપર ઉભેલો મેધાવી-બુદ્ધિશાલી માર-મૃત્યુને તરી જાય છે.

—पगडं सच्चंसि धित्ति कुव्वह ! एत्थो वरए मेहावी सव्वं पावकम्मं झोसइ । આચારાંગ.

સ્પષ્ટરૂપે સત્યપર સ્થિરતા કર. સત્યનિરત મેધાવી સર્વ પાપ-કર્મોને બાળી મૂકે છે.

पभू दोसे निराकिच्चा नविरुज्झेज्ज केणइ ।
मणसा वयसा चेव कायसा चेव अंतसो ॥

—સૂત્રકૃતાંગ સૂત્ર.

—આત્મબલને જાગ્રત કરી દ્વેષને દૂર કરી કોઇથી પણ વિરોધ મન વચન અને કાયાથી જીવનના અવસાન સુધી ન કર.

जे एगं जाणइ से सव्वं जाणइ ।
जे सव्वं जाणइ से एगं जाणइ । —આચારાંગ.

—જે એકને (આત્માને) જાણે છે તે સર્વ જાણે છે; જે સર્વ જાણે છે તે એકને જાણે છે.

दिट्ठं सुयं मयं विण्णायं, जं एत्थ परिकहिज्जइ ।

જે દૃષ્ટ-દેખાયું છે, સંભળાયું છે, અનુમત થયું છે, વિજ્ઞાત થયું છે તે પ્રમાણે કહેવું જોઇએ.

૨. ભારતના આર્ય ધર્મની ત્રણ શાખાઓ: વૈદિક, જૈન અને બૌદ્ધ•એ ત્રણે મળીને આર્યાવર્ત્તના પ્રાચીન ધર્મનું પૂર્ણ સ્વરૂપ બંધાય છે. પ્રાચીન આર્યાવર્ત્તમાં એવા અદ્દભુત મહાત્માઓ થયા છે કે જેમણે પોતાનાં મન વાણી અને કાયા તદ્દન જીતી લીધાં હતાં. તેઓને ગુણની દૃષ્ટિથી '**જિન**'[1] (જિ ધાતુ જીતવું, એ પરથી જીતનાર)[2] **અર્હત્** (યોગ્ય) એ યથાર્થ નામ આપવામાં આવે છે, અને એમના ધર્મને ખાસ અનુસરનારા તે '**જૈન**' '**આર્હત**' કહેવાય છે. એ મહાત્માઓએ પોતાના જીવનથી અને ઉપદેશથી અસંખ્ય જીવોને આ સંસારમાંથી તરાવી દીધા છે અને તેથી તેઓ '**તીર્થંકર**' નામે પણ ઓળખાય છે.

---

૧ 'જિન' શબ્દ બુદ્ધના માટે, તેમજ વિષ્ણુના માટે પણ વપરાય છે. જુઓ.

> सर्वज्ञः सुगतो बुद्धो धर्मराजस्तथागतः ।
> समन्तभद्रो भगवान्मारजिल्लोकजिज्जिनः ॥ अमरकोशः
> जिनोऽर्हद् बुद्ध विष्णुषु । हेमचंद्र-अनेकार्थ संग्रहः २-३७८.

વળી 'જિન' (જૈનોના જિન) સંબંધી યોગવાસિષ્ઠમાં મુમુક્ષુ પ્રકરણમાં અહંકાર ખંડન અધ્યાયમાં ઉલ્લેખ છે કે:—

> नाहं रामो न मे वाञ्छा न च भोगेषु मे मनः ।
> केवलं शान्तिमिच्छामि स्वात्मनीव जिनो यथा ॥

૨ પ્રાચીન ઋગ્વેદમાં अर्हत् યોગ્ય, મહાન્, સંમાન્ય વગેરે અર્થમાં વપરાયો છે. જુઓ ઋગ્વેદ ૨. ૩-૧; ૨-૩-૩; ૭-૧૮; ૧૦-૨૨; ૨-૨; ૧૦-૯૯-૭. મૂળ.

શ્રી હેમચંદ્રના અભિધાન ચિંતામણી (૧, ૨૪, ૨૫)માં આ अर्हत् શબ્દના પર્યાય નીચે પ્રમાણે આપ્યા છે:—

> अर्हंजिनः पारगतस्त्रिकालवित् क्षीणाष्टकर्मा परमेष्ठ्यधीश्वरः
> शंभुः स्वयंभू भगवाञ्जगत्प्रभु स्तीर्थंकरस्तीर्थकरो जिनेश्वरः ॥

૨. જૈનો દરેક યુગ-મહાયુગમાં[૩] ૨૪ તીર્થંકરો થએલા માને

---

૩ આ 'યુગ-મહાયુગ' એ શબ્દમાટે જૈન 'અવસર્પિણી' અને 'ઉત્સર્પિણી' એ નામના મોટા કાલ-કાલચક્રના બે વિભાગો કહ્યા છે. અવ=નીચે, સર્પ ધાતુ સરવું એ પરથી સરનાર તે અવસર્પિણી એટલે રૂપ, રસ, ગંધ આદિ વૈભવમાં ક્રમશઃ જે પડતો-ઉતરતો કાલ તે; જ્યારે રૂપ, રસ ગંધ આદિ વૈભવમાં ઉત્ કહેલાં ઉંચો એટલે ક્રમશઃ ચઢતો કાલ તે ઉત્સર્પિણી. આ વિભાગોમાં સંખ્યા ન થઇ શકે એટલાં વર્ષો પસાર થઇ જાય છે. એ પ્રત્યેક વિભાગના છ ભાગ કર્યા છે તેને છ 'આરા' કહેવામાં આવે છે: ઉત્સર્પિણીના છ આરા પૂરા થાય કે અવસર્પિણીના આરા શરૂ થાય છે. વર્તમાનમાં અવસર્પિણીનો પાંચમો આરો ચાલે છે. હિંદુઓ વર્તમાન યુગને કલિયુગ કહે છે; પ્રો. આનંદશંકર ધ્રુવ કહે છે કે ઇતિહાસ પરત્વે ચાર મત શકય છે. (૧) સઘળું સ્થિર છે, નથી ચઢતું નથી ઉતરતું, નથી વધતું નથી ઘટતું, નથી આગળ ગતિ. નથી પાછળ ગતિ. આ મત વિચારવા જેવો નથી (૨) જે બને છે તે આકસ્મિક-અર્થાત્ શાથી બને છે એ આપણે કહી ન શકીએ અર્થાત્ ઇતિહાસમાં કાર્યકારણભાવની સંકલના નથી The Spirit bloweth as it listeth-આત્માના સ્વચ્છન્દ અનુસાર ગમે તે થયાં કરે છે. આ પણ પહેલાના જેવોજ મનુષ્યમતિને અવગણતો વિચાર છે. (૩) ત્રીજો સિદ્ધાન્ત 'cycle' યાને 'ચક્રનેમિ ક્રમ'નો છે. (મેઘદૂતમાં કહ્યું છે તેમ नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण ) ડાર્વિન પછી એક સીધી લીટીમાં ઉત્તરોત્તર પ્રગતિનો સિદ્ધાન્ત જન્મ પામ્યો (કાવ્યપ્રકાશમાં સારાલંકારની વ્યાખ્યા આપી છે તેમ उत्तरोत्तरोमुत्कर्षो भवेत् सारः परावधिः ), પણ ઓગણીસમી સદીના આરંભ સુધી તેમ નહોતું. શેલિ ઇતિહાસના યુગને ઋતુઓના રૂપકથી ઓળખે છે (If winter comes, can Spring be far behind ? ) ગાડાનું પૈડું જેમ ફરે છે તેમ પ્રજાનું ભાગ્ય ફરે છે. એના અસ્તોદય થયાં જ કરે છે. આ આપણી, યુગકલ્પની કલ્પના છે જેનું સ્વરૂપ જૈનો 'ઉત્સર્પિણી' અને 'અવસર્પિણી' એ ઉન્નતિ અને અવનતિસૂચક શબ્દોથી બતાવે છે. આ તેમજ પૂર્વોક્ત પ્રગતિના સિદ્ધાન્તમાં નૈતિક દૃષ્ટ્યા દોષ એ છે કે એમાં મનુષ્ય પ્રયત્નને અવકાશ રહેતો નથી-તેથી (૪) છેલ્લો વિકલ્પ એ સંભવે છે કે મનુષ્ય વ્યક્તિ તેમજ પ્રજા પોતાનું ભાગ્ય પોતાને હાથે ઘડે છે; ઉત્સર્પિણી-સત્યયુગમાં કલિયુગ કે કલિયુગમાં સત્યયુગ-ઉપજાવવાની એની શક્તિ છે. વસન્ત-કાર્તિક ૧૯૮૨ પૃ. ૩૬૫-૩૬૬.

છે. વર્ત્તમાન યુગમાં ૨૪ થએલા તેમાં સૌથી પહેલા ઋષભદેવજી અને છેલ્લી. વર્દ્ધમાન–મહાવીર સ્વામી. ઋષભદેવજી અત્યંત પ્રાચીન કાળમાં થઇ ગયા. એમને બ્રાહ્મણો પણ વિષ્ણુના ૨૪ અવતારમાંના એક માને છે; અને એમના અદ્ભુત વૈરાગ્યની અને પરમહંસ વૃત્તિની બહુ પ્રશંસા કરે છે. ઋષભદેવજી પછીના બીજા વીસ તીર્થંકરો પણ ઘણા પ્રાચીન કાળમાં થઇ ગયા. પછી બાવીસમા નેમિનાથજી તે કૃષ્ણના પૈતૃક ભાઈ સૌરાષ્ટ્રના ગિરિનાર પર્વતપર સિદ્ધિ પામ્યા. ત્રેવીસમા તીર્થંકર પાર્શ્વનાથ એ કાશીના અશ્વસેન રાજાના પુત્ર–તેમણે ૭૦ વર્ષ સુધી જૈન ધર્મનો ઉપદેશ કર્યો. એમનો સમય વિ. સં. પૂર્વે ૮૨૦ થી ૭૨૦ (ઈ. સ. પૂર્વે ૮૭૬ થી ૭૭૬) એટલે કે તેઓ શ્રી મહાવીર સ્વામીના નિર્વાણ પહેલાં ૨૫૦ વર્ષે સિદ્ધ થયા.[૪]

૩. આ પાર્શ્વનાથજીને ઐતિહાસિક વ્યક્તિ તરીકે ડો. યાકોબી (Jacobi) આદિએ હાલની શોધખોળથી સ્વીકારેલ છે. સર ભાંડારકરે નેમિનાથજીને પણ ઐતિહાસિક વ્યક્તિ તરીકે જણાવેલ છે અને તેમ ગણતાં સૌરાષ્ટ્ર (કે જેમાં હાલનું ગુજરાત સમાઇ જતું હતું)સાથે જૈનોનો સંબંધ શ્રી નેમિનાથ પહેલાંનો હતો એમ સિદ્ધ થઈ શકે.

૪ શ્રી મહાવીર પહેલાં ચાતુર્યામ સંવરવાદ (કે જેનો ઉલ્લેખ

---

૪ गते श्री पार्श्वनिर्वाणात्सार्द्धे वर्षशते द्वये ।
श्री वीरस्वामिनो जज्ञे महानंदपदोदयः ॥

—अमरचंद्र–जिनेन्द्र चरित्रे.

अड्ढा इज्ज सएहिं गएहि वीरो जिणेसरो आओ ।

—પ્રવચન સારોદ્ધાર ગાથા ૪૦૪.

એટલે પાર્શ્વના નિર્વાણથી અઢી સો વર્ષે વીર જિનેશ્વર જાત એટલે (ટીકામાં-સિદ્ધપણે) થયા.

